# प्रवासवर्णन्.

શ્રીકચ્છ દેશાધિપતિ મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ૭ ખેંગારજી સવાઈ બંહાદુરે મુંબઈ, પુના, મહાબલેશ્વરાદિ સ્થળે કરેલા પ્રથમ પ્રવાસનું વર્ણન.

કવિતામાં રચનાર

**શિવલાલ ધનેશ્વર.**

મહારાજા કુમાર શ્રીકલુભા સાહેબના શિક્ષક.

**મુંબઈ,**

ઓરિએન્ટલ છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૪૨. સન ૧૮૮૬.

મૂલ્ય દોઢ રૂપૈયો.

# દીવાન બહાદુર મણીભાઈ જસભાઈ,

ગુજરાતી ભાષાની ઉન્નતિમાટે ઉદાર આશ્રય આપવાને આપનો સ્વાભાવિક પ્રેમ, જુદા જુદા લોકોપયોગી વિષયોપર નિબંધો રચાવી સારા લખનારાઓને ઉત્તેજન આપી ગુજરાતી ભાષાના ભંડોળમાં વધારો થયેલો જોવાની આપની અકથનીય ઉત્કંઠા, પરભાષામાં લખાયલાં હુન્નરકળાનાં તથા ઐતિહાસિક પુસ્તકોનાં ગુજરાતીમાં ભાષાંતર કરાવી તે દ્વારા દેશમાં હુન્નર કળા વગેરેનો વધારો થયેલો જોવાની આપની પૂર્ણ અભિલાષા, કવિ અને કવિતાઉપર આપનો અપૂર્વ કૃપાકટાક્ષ, પ્રસંગમાં આવનાર પ્રત્યેકનું મન સંતોષ પામે એવી વાંક્વિદગ્ધતા અને આપનું મિલનસારપણું, અધિકારના યોગે તેમજ સ્વતંત્રપણે જનમાત્રનું જેટલું કલ્યાણ થઈ શકે તેટલું તેઓનું કલ્યાણ કરવામાં આપનો અપૂર્વ આગ્રહ અને પોતાના દેશના અભ્યુદયમાટે આપનો ભગીરથપ્રયત્ન ઇત્યાદિ કારણોથી, તેમજ રાજ્યકારભાર કરવામાં આપનું ઉત્તમોત્તમ સરલ મુત્સદીપણું, રાજા અને પ્રજાના હિતના નિરંતર એકસરખા ઉદ્યોગથી બંને વર્ગની પ્રસન્નતા મેળવ્યાનો અદ્ભુત બુદ્ધિવિજય, મારાપર આપનો અતુલ્ય ઉપકાર, અપૂર્વ સદ્ભાવ અને મારા હિતમાં આપે વારંવાર દેખાડેલું અગ્રવાદિપણું તથા લક્ષ, વગેરે કારણોથી આ કવિતામાં લખાયલું કચ્છના નામદાર મહારાજાધિરાજના પ્રથમ પ્રવાસનું પુસ્તક, આપ કચ્છના ઉત્તમોત્તમ દીવાનપદથી મુક્ત થતાં તે પ્રસંગના નિરંતર સ્મરણ માટે આપને કૃતજ્ઞતાપૂર્વક અર્પણ કરું છું.

| | |
|---|---|
| મુકામ ભુજ તા. ૧ લી<br>જાન્યુઆરી સન ૧૮૮૬. | હું છું આપનો આજ્ઞાંકિત,<br>**શિવલાલ ધનેશ્વર.** |

૨૭૫૧

## પ્રસ્તાવના.

યાત્રાનિમિત્ત જનસમાજના મેળાવડાનો ગર્ભિત આશય દેશાટનની અગત્યતા સૂચવનારો છે. ધર્મને બહાને એ રીતે દેશાટનનો હેતુ કેટલેક દરજ્જે થોડો ઘણો પાર પડે છે. તથાપિ પ્રાંતના, ઈલાકાના, દેશના કે ખંડના જુદા જુદા ભાગોપર મુસાફરી કરી ત્યાંની રીતભાતો, વિદ્યાકળા, જનસ્વભાવ, જોવા યોગ્ય સૃષ્ટિસૌંદર્યવાળાં સ્થળો, ઐતિહાસિક સ્થળો અને પુરાતની ભવ્ય મકાનો વગેરેનું અવલોકન કરી અનુભવ મેળવી સુજ્ઞતામાં વૃદ્ધિ થવાને, બાળપણમાં વિદ્યાભ્યાસને જેટલી અગત્યતા આપવામાં આવે છે, તેના કરતાં પણ વિશેષ અગત્યતા વિદ્યાભ્યાસ પછી દેશાટનને આપવામાં આવે તો દેશાટનનો હેતુ પરિપૂર્ણપણે ફાયદા ભરી રીતે પાર પડે. નિશાળમાં, સ્કુલમાં, કોલેજમાં કે એ કરતાં પણ વિશેષ ચઢતી વિદ્યાશાળામાં અભ્યાસ કરી પદવીઓ મેળવી એટલેજ મનુષ્ય કે વિદ્વાન થયા એમ માનવું તથા ગણવું ભૂલ ભરેલું છે. જે યાંત્રિક કળાનો પુસ્તકોમાંથી અભ્યાસ કરી ઘણાં વર્ષ તેમાં કાઢ્યાં હોય તે અભ્યાસ, પ્રત્યક્ષ અનુભવથી ઘણી ઓછી મુદતમાં થઈ શકે છે. કૃષિકર્મનાં પુસ્તકો માત્ર વાંચીને પૂર્ણ અભ્યાસી થયેલો વિદ્યાર્થી, હળનો દાંડો ઝાલી સીધો ચાસ કાઢવાને ભાગ્યેજ શક્તિમાન થશે. પૃથ્વીપરનાં પ્રસિદ્ધ સ્થળોનું કાવ્યમાં કે ભૂગોળમાં વર્ણન વાંચીને જે જ્ઞાન સંપાદન કર્યું હોય તેમાં, અને તે સ્થળો નજરે જોયા પછી તેના

દેખાવના ભવ્યપણાનું જ્ઞાન, જોનારના અંતઃકરણમાં યાવત્ જન્મપર્યંત ઠસે છે તેમાં ઘણો ફેર હોય છે. દેશાટન કરી દુનિયાંની અનુભવશાળામાં વિશેષ અભ્યાસ કર્યાવિના મનુષ્ય થવાતું નથી. કુવાનો દેડકો કુવાને દુનિયાં માની તેમાં વસનારો પોતે પણ પોતાને સર્વ પ્રાણીઓમાં ઉત્તમ અને મહોટો માનવાનો ફાંકો રાખી અન્યને પોતાથી તુચ્છ માને છે; તેજ જ્યારે બાહાર નીકળી હાથી સરખા વિશાળ દેહના પ્રાણીને જમીનપર, અને વ્હેલ તથા મહોટા મગરમચ્છોને સમુદ્રમાં ક્રીડા કરતા જુએ છે ત્યારે વિસ્મય પામી પોતાના પૂર્વાભિમાનપર તે લજ્જાયુક્ત થાય છે. પ્રત્યેક વર્ગના મનુષ્યમાટે પણ એમજ સમજવું. જેઓ દેશાટનના ફાયદા સમજે છે, અને તે સમજીને દેશાટન કરે છે તેઓ આજકાલ સર્વ પ્રજામાં ઉત્તમોત્તમ પદવી અને સુખ ભોગવે છે. જેના રાજ્યમાં સૂર્યાસ્ત થતો નથી એવી બ્રિટિશસરકારનું સાર્વભૌમપણું, બ્રિટીશપુત્રોના દેશાટનનું આભારી છે. દરેક હુન્નર કળાના વધારા સુધારામાં, નવા નવા શોધોમાં અને અનેક વિદ્યામાં યુરોપનું અગ્રેસરપણું પણ તેઓના દેશાટનનું આભારી છે. ઇંગ્લાંડ કે જે આજ સર્વ પ્રકારના વ્યાપારનું, કળાનું અને દુનિયાંના દરેક ભાગમાની અરે દરેક ખુણા ખોચરામાં પડી રહેલી લક્ષ્મીને આકર્ષણ કરનારૂં સાક્ષાત્ લક્ષ્મીભુવન જેવું થઈ પડ્યું છે, તે માટે પણ તે તેના સાહસિક પુત્રોના દેશાટનનું આભારી છે. એમ દેશાટનથી બીજી પ્રજાઓ જ્યારે પૂર્ણ ચઢતીના દિવસોમાં સુખી જીંદગાની ગુજારે છે, ત્યારે આ આ-

પણ આર્યદેશની અને તેમાં વસનારી આર્યપ્રજાની સ્થિતિ, દેશાટન નહિં કરવાના દુરાગ્રહથી કેટલો ખેદ ઉપજાવે છે? તે જુઓ. ઘણીખરી બાબતોમાં એશિઆખંડના દેશોમાં ચાલતી રૂઢી, પછી તે કળા કૌશલ્યની સાથે, ધર્મસાથે, સંસારી પ્રકરણ સાથે, પેહેરવેશ સાથે, રહેવાના ઘરની બાંધણી સાથે સંબંધ રાખનારી હોય તે સર્વમાં જુનીને વળગી રહેવામાં ભૂષણ અને કાંઈક પણ ફેરફાર કરવામાં દૂષણ માનવાનો પ્રચાર પડી જવાથી મહોટી મહોટી પ્રજાઓના હિતને તથા ઉન્નતિને હાનિ પહોંચી છે અને પહોંચતી જાય છે. એથી વધારે શોચનીય શું છે? સેંકડો વર્ષઉપર જેવી કળાકૌશલ્યની સ્થિતિ હશે તેવીજ લગભગ આજે પણ જોવામાં આવવાની. ત્યારે જે તર્કશક્તિવડે મનુષ્યપ્રાણી સર્વથી ઉત્તમ ગણાય છે તે શક્તિ શું આપણી આર્યપ્રજામાં નથી!!! માત્ર પશુ પંખીની જેમ તેમને અંગજ્ઞાનની એકલીજ શક્તિ છે! હજારો વર્ષપર બાંધેલા ચકલીના માળામાં અને આજના બાંધેલા ચકલીના માળામાં જેમ કશો ફેરફાર નથી, તેમ આ આપણા આર્યદેશની પ્રજાના વ્યાપાર-હુન્નર-કળામાં સેંકડો વર્ષની મુદતમાં કશો ફેરફાર થયો નથી એ થોડા ખેદની વાત નથી. અને તે ફેરફાર નહિં થવાનાં એક કરતાં વધારે કારણોમાં મુખ્ય કારણ દેશાટન નહિં કરવાનો દુરાગ્રહ છે; એ નિર્વિવાદ સિદ્ધ વાત છે.

ભરતખંડના રાજાઓ વિજયયાત્રાનિમિત્ત પરાપૂર્વથી દેશાટન કરનારા છે, પણ તેમા માત્ર દેશ જીતવાની મતલબ સિવાય તેમનો બીજો હેતુ નથી હોતો. અઢારમા

સૈકામાં કે તે પહેલાંના થોડા કાળમાં આપણા દેશની અ-વ્યવસ્થિત હાલતનેલીધે પોતપોતાની રાજ્યધાની મૂકી બહાર નીકળવાનું રાજાઓને માટે જોખમ ભર્યું ગણાતું. "મારે તેની તરવાર, અને બળીઆના બે ભાગ" એ રાજ્ય-હકમાટેનો કાયદો ગણતો: તેથી એક રાજા પોતાની રાજ્યધાની કે દેશ મૂકી બીજે સ્થળે જાય એટલે પાછ-ળથી તેનો પોતાનોજ યુવરાજ, ભાઈ કે ભાયાત રાજ્ય-ગાદી પચાવી પડવાનાં જબરદસ્ત કાવતરાં કરી બંડ ઉઠા-વતા, અને વખતે ગાદી પચાવી પડતા. તેમજ એક રાજા બીજા રાજાની હદમાં જાય એટલે ડંકો ન બજા-વવો, નિશાન બંધ રાખવાં, વગેરે કેટલાક મૂર્ખાઈ ભરેલા પ્રતિબંધ કરવાથી સહજ વાતમાં પરસ્પર રમખાણ મચ-વાનો સંભવ જણાતો. વગેરે કારણોથી રાજાઓનાં દેશા-ટન બંધ હતાં. ભરતખંડમાં બ્રિટિશસરકારનો પરિપૂર્ણ અમલ જામ્યા પછી ઉપરની તમામ હરકતો દૂર થઈ છે, તેમજ દેશાટન માટેનાં સાધનોની પણ ઘણી સુલભતા થઈ છે; તથાપિ ઘણા વર્ષોથી બંધ પડેલા સારા રીવાજને પણ ફરી અમલમાં આણવા આપણી આર્યમતિ ઘણીજ દુરાગ્રહી, વ્હેમી અને આળસુ હોય છે. યૂરોપના યુવરાજો પોતાના બાપની રાજ્યધાનીથી ઘણે દૂર ઉત્તરમહાસાગરના કે ભૂમધ્યસમુદ્રના કે આટલાન્ટિક સાગરના ઉછળતા ભયં-કર તરંગોપરી ચાલનારી બાષ્પનૌકાઓમાં જ્યારે સાધારણ ખલાસી દાખલ સઢનાં દોરડાં ખેંચતા આપણે જાણીએ છીએ; ત્યારે આ ભરતખંડના યુવરાજો પોતપોતાના બાપની રાજ્યધાનીના અંતઃપુરપિંજરમાં "પઢો પોપટજી

શ્રીભગવન" તો કહે "શ્રીભગવાન" એમ પઢાવતાં દાસ દાસીઓના સ્વાર્થી લાડમાં બંધન પામી પડેલા આપણે જોઈએ છીએ ! ! ! યુરોપના યુવરાજો સ્વિટઝર્લાન્ડના પહાડી પ્રદેશમાં કે એથી પણ અધિક વિકટ પ્રદેશમાં માત્ર દેશાટનનિમિત્ત જ્યારે તેમને એક સાધારણ મુસાફર દાખલ ત્રણે ઋતુમાં ભટકતા આપણે જાણીએ છીએ, ત્યારે હેમંતઋતુના પ્રાતઃકાળની સૂર્યરશ્મિ પણ ન સહેવાય એવા નાજુક શરીરવાળા આપણા ભરતખંડના યુવરાજો, પોતાના રાજ્યમેહેલથી એક પગથીયું પણ નીચે ઉતરવામાં જાણે પોતાની પદવીનું એક પગથીયું નીચે ઉતરી જતું હોય ! ! ! તેમ સમજી તેમાં ગોંધાઈ રહે છે. હમણાં થોડાં વર્ષ થયાં બ્રિટિશ રાજ્યની દેખાદેખીથી કે પછી બ્રિટિશ રેસિડેન્ટોના આગ્રહથી અથવા તો પોતાનો ફાયદો સમજવાથી ભરતખંડના યુવરાજો, દેશકાળને અનુસરી પોતાને દેશાટન કરવાની અગત્ય સમજતા થવા લાગ્યા છે; અને ઘણાક દેશાટન કરે છે એ આપણા ભરતખંડના ઉદયનું સુચિન્હ છે.

સોના રૂપાપર નકસીકામની ઉત્તમોત્તમ કારીગરીમાં આ કચ્છ દેશ, હિંદુસ્તાનના બીજા દેશો કરતાં આગળ વધેલો છે; તેનું કારણ પણ દેશાટન છે. મહારાઓશ્રી લખપતજીના વખતમાં રામસિંહ કરીને કોઈ કચ્છનો માણસ વિલાયત ગયેલો તેણે ત્યાંની હુન્નરકળાનો અભ્યાસ કરી પાછો કચ્છમાં આવી તેનો લાભ પોતાના દેશીઓને આપ્યો. અને તે સારૂ મહારાઓશ્રી લખપતજીએ તેને ઘણા સત્કારપૂર્વક રાખ્યો હતો એવું કહેવાય છે. કચ્છની

સાહસિક પ્રજા ઘણા દૂરના દેશોમાં વ્યાપાર અર્થે જાય છે; અને જે જે દેશમાં જાય છે તે તે દેશની હુન્નરકળા તથા તેમાં થયેલો સુધારો વધારો પોતાના દેશમાં થોડો ઘણો દાખલ કરે છે. એમ ઘણા વર્ષથી થતું આવે છે તેથી પણ અત્રે હુન્નરકળાનો બીજા દેશો કરતાં વધારો જોવામાં આવે છે. સોના રૂપાપરની નકસીકામની કારીગરીમાં અને ભરતકામમાં તો આ કચ્છદેશ, બીજા હુન્નરકળામાં આગળ વધેલા પશ્ચિમ ભણીના દેશો સાથે પણ સ્પર્દ્ધા કરી શકે છે.

એ બધી સત્ય વાત છે તથાપિ દેશના સંખ્યામાં ઘણા સાધારણ માણસો દેશાટન કરી દેશને જેટલો ફાયદો કરી શકે તેના કરતાં વિશેષ ફાયદો દેશના રાજાના દેશાટનથી થોડા કાળમાં થઈ શકે છે. તેમાં પણ પોતાના દેશના ઉદયનોજ હેતુ મનમાં રાખી દેશાટન કરનારા રાજાની તો બલિહારી છે. જેનાથી આજ પૃથ્વી ઉપરનાં તમામ બળવાન રાજ્યો કંપે છે ને જેની હીલચાલ ઉપર દરેક મોટાં રાજ્યો ભયની નજરથી જોઈ સાવધ રહે છે, એવું રૂશિયાના રાજ્યનું મહત્વ, લંડનની ગોદીમાં કામ કરનારા, પરસેવાથી નખશીખ ભીંજાયલા શરીરવાળા મહારાજા પીટર ધી ગ્રેટના દેશાટનનું આભારી છે. જે રાજ્ય પ્રથમ કશી ગણનામાં ન હોતું તેની આજ સર્વોપરી સ્થિતિમાં થોડી મુદત થયાં ગણના થઈ છે, એનું નામ તે દેશાટન. બાકી આમ તેમ ભ્રમણ અને દોડાદોડી કરવામાં દેશાટનનો હેતુ સચવાયો ગણાય નહિં. દેશાટનથી ઘણા ફાયદા છે અને ઘણા રાજાઓ, ગૃહસ્થો, વિદ્વાનો, વ્યાપારીઓ, હુન્નરી લોકો દેશાટન કરતા થશે ત્યારેજ

આપણા આર્યદેશનો ઉદય થશે. દેશાટન સંબંધી વિશેષ લખતાં નિબંધરૂપ થઈ પડવાના વિસ્તાર ભયને લીધે પ્રસ્તાવના દાખલ આટલું લખવું યોગ્ય છે.

નામદાર મહારાજાધિરાજ મિરઝાં મહારાઓશ્રી, ખેંગારજી સવાઈ બાહાદુરનો દેશાટનમાટે સ્વાભાવિક ઉત્સાહ તેઓ નામદારની ન્હાની ઉમરમાંથીજ અંકુરિત છે. જ્યારે જ્યારે બહાર પધારવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે તેઓ નામદારને ઘણોજ હર્ષ થતો જોવામાં આવે છે. મુંબઈ, પુના અને મહાબલેશ્વરની પ્રથમ મુસાફરીમાં તેઓ નામદારે ઘણું જોયું, ઘણું સાંભળ્યું અને પોતાનાં સ્વાભાવિક જ્ઞાનમાં ઘણો વધારો કર્યો. આ પુસ્તક બાહાર પડતાં પહેલાં તો તેઓ નામદારે આખા હિંદુસ્તાનની એક વાર વળી મુસાફરી કરી છે. મુંબઈ પણ પધાર્યા હતા. રાજ્યની લગામ પોતાના મુબારક હાથમાં લીધા પછી દેશના સાર્વજનિક સુધારાના કામમાં, વિદ્યા, કળા હુન્નરમાં, પોતાની પ્રજાના અખંડ સુખના તથા ન્યાયના કામમાં ઉત્સાહપૂર્વક તેઓ નામદાર સૌથી પહેલું લક્ષ આપે છે. અને એવા કામમાં મચ્યાંજ રહેવામાં પોતાની મહાન્ પદવીનું સાર્થક સમજે છે, તે એઓ નામદારના વિદ્યાભ્યાસનું, પોતાનું કર્તવ્યકર્મ સમજવાની બુદ્ધિનું અને મુખ્ય કરી દેશાટનનું પરિણામ સમજવું.

આ પુસ્તક કાવ્યરૂપે લખાયલું છે. મુખતેસર હકીકત તેમાં સમાવવા માટેની કાળજી રાખી છે તથાપિ મુખ્ય વિષયને અગ્ર રાખી દર્શનીય સ્થળો, બનતા પ્રસંગો અને સૃષ્ટિસૌંદર્યપર વિવિધ કલ્પનાઓ કરી વર્ણન કરેલું છે.

તેમાં પણ લોકસુધારણા, દેશહિત અને નીતિમાર્ગ દર્શાવવાનો જે હેતુ રાખ્યો છે, તે લક્ષપૂર્વક વાંચનારના ધ્યાનમાં આવ્યા વિના રેહેશે નહીં.

આ પુસ્તક થોડે થોડે નામદાર મહારાજાધિરાજને પ્રથમથી છેવટ સુધી વાંચી સંભળાવ્યું છે, તેટલો વખત અન્ય વ્યવસાય મૂકી અપૂર્વલક્ષપૂર્વક સાંભળ્યું તે સારૂ, અને આ પુસ્તક છપાઈ બાહાર પાડવામાં આપેલી સંપૂર્ણ મદદ સારૂ હું તેઓ નામદારનો અત્યંત આભાર માનું છું. મારા પરમમિત્ર રા. રા. છોટાલાલ સેવકરામે કલ્પના અને વિચારોના સ્વચ્છપણાની ખુબી માટે વારંવાર ઉત્તેજક વચનોથી આ ગ્રંથ પૂરો કરવા બતાવેલી મમતા મિશ્રિત અભિલાષા સારૂ હું તેમનો આભાર માનું છું.

**શિવલાલ ધનેશ્વર.**



# प्रवासवर्णन.

## મંગળાચરણ.

### दोहरा.

જય ત્રિગુણાત્મક[1] જગતપતિ, અવિગત[2] ને અવિનાશ;
વરણું તુજપદ વંદિને, પુરપતિતણો[3] પ્રવાસ.[4] ૧
રચના તુજ રળિયામણી, મહિમા જેનો મેર;[5]
પુરપતિતણા પ્રવાસ મિષ,[6] તે વરણવું શુભ પેર. ૨
યશ મનુષ્યના વરણિ પછી, મનગમી લૈયે મોજ;[7]
પ્રથમ મોજ ચહું તુજથી પ્રભુ, એ અવિવેક ઘણોજ. ૩

### वसंततिलका छंद.

કીર્તિ કયો પ્રથમ મોજ પછી મળે છે,
એ સંપ્રદાય[8] જન લોકવિષે રહે છે;
તારો પૃથા[9] પ્રથમ કીર્તિપ્રદાન[10] દાતા,
હે નાથ તે પછી સુણે યશ લોકત્રાતા. ૪

### दोहरा.

માટે મન સંકોચ ત્યમ, ત્યાગી લોકવ્યવહાર;[11]
પ્રથમ યાચી યશ ગાઉં પછી, હે સૃષ્ટા[12] સુખકાર. ૫

---

૧ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણમય જેનો આત્મા છે એવો પરમેશ્વર. ૨ વિગતથી કહી ન શકાય એવો-પરમેશ્વર. ૩ રાજાનો. ૪ મુસાફરી. ૫ મ્હોટો મેરૂ પર્વત. ૬ નિમિત્ત. ૭ રીઝ પમાડીને જે લેવું તે. ૮ વહીવટ-રીત. ૯ ચાલ. ૧૦ કીર્તિનું વિશેષદાન પ્રથમથી આપનારો. ૧૧ લોકોમાં ચાલતો આવેલો રીવાજ. ૧૨ સૃષ્ટિના બનાવનારા.

જયમ હય[1] અગ્નિરથાદિથી,[2] સહુને સરલ[3] પ્રવાસ;
સુમતિસાધને[4] થાય ત્યમ, આ વર્ણન આયાસ.[5] ૬
અવિગત માગું એટલુંજ, દ્યો કરી કૃપા દયાળ;
દિયે તગદ[6] જયમ દેશપતિ,[7] પ્રિય સેવક પ્રતિપાળ. ૭
રાય શિરોમણિ રાવશ્રી, ક્ષમાભુવન ખેંગાર;
કચ્છધરાપતિ[8] સ્વચ્છમતિ, પ્રજાપ્રાણ આધાર. ૮
રૂડું રાજ્યધાનીતણું, ભવ્ય[9] નગર છે ભુજ;
નૃપપ્રતાપરવિકરવડે,[10] પ્રફુલ્લ જયમ અંબુજ.[11] ૯
વસી જેમાં વિદ્વાનરૂપ, મધુપ[12] લિયે મકરંદ;[13]
ગુણસુગંધથી દશદિશા, સદા વ્યાપ્ત સુખકંદ. ૧૦
લાયક લીલાલ્હેરનો, પામે કો કયીં પાર;
સુખ નિવૃત્તિ[14] સહુલોકને, જ્યાં નૃપ શ્રી ખેંગાર. ૧૧
મતિસાગર અતિ જેમનો, ગુણજળ ભર્યો ગભીર;[15]
જડે ન કદી જન કોઈને, તરત તેતણો તીર.[16] ૧૨
નૃપવિચારસાગરવિષે, ઉપન્યો એક પ્રસંગ;
પ્રવાસના ઉત્સાહનો,[17] તરતીખ[18] લઘુ[19] તરંગ.[20] ૧૩
એમ કરંતાં આવિયો, મહા મનોહરમાસ;
વિમળ વસંતોત્સવ[21] કરી, જનમન ભર્યાં ઉલાસ ૧૪

---

૧ ઘોડો. ૨ આગગાડી વગેરે. ૩ સેહેલો. ૪ સારીબુદ્ધિના સાધને કરી. ૫ મેહેનત. ૬ નોકરી કરાવ્યા પેહેલાં મુસારો આપવો; કચ્છના રાજ્યમાં એવો ધારો છે કે જરૂરના પ્રસંગે નોકરોને કેટલાક મહિનાનો પગાર અગાઉથી આપવો. ૭ રાજા. ૮ કચ્છની પૃથ્વીના માલેક. ૯ ગંભીરતાસહિત શોભીતું. ૧૦ રાજાના પ્રતાપરૂપી સૂર્યકીર્ણ. ૧૧ કમળ. ૧૨ ભમરો. ૧૩ ફુલમાંનું મધ. ૧૪ નિરાંત. ૧૫ ગંભીર-ઉંડો. ૧૬ કાંઠો-કિનારો. ૧૭ હોંસભરીવૃત્તિ. ૧૮ સરસ. ૧૯ નાના. ૨૦ મોજો. ૨૧ વસંતપંચમીનો ઉત્સવ.

મહાવદી દ્વાદશી રવી, વિબુધપ્રિય[1] બુધવાર;
પધારિયા રાણો[2] પ્રીતે, સ્વજન નેત્ર સુખકાર. ૧૫
જાણે મંગળકાર્યના, બેઠા સિદ્ધિ ગણેશ;
દોષ સખા દુર્જનતણા, દૂર ગયા તજી દેશ. ૧૬
અથવા થવા પ્રવાસના, શુભ ઉમંગને સ્હાય;
પધારિયા જ્યમ તરણિને,[3] સમીર[4] અતિ સુખદાય. ૧૭
ખુબ ખુશી નૃપ ખેંગારજી, માજી રાજી મનમાંય;
કરણ હર્ષ વર્ણન કદી, થિર મતિ વિના ન થાય. ૧૮
ગૂઢ હર્ષ મુજને ઘણો, હાથે લખું હેવાલ;
આત્મપ્રસંશા[5] દોષનો, ખટકે ઉરમાં ખ્યાલ. ૧૯
અતિ ઉમંગભર આવિને, ભાવે લીધી ભેટ;
જ્યમ અક્રુર ઋષિકેશને,[6] નિરખી મળિયા નેટ. ૨૦
કરી નિછાવર[7] કોડથી, સાહ્યા પાયસરોજ;[8]
મિલન હર્ષ વર્ણન મહા, કથું શી રીત કહોજ? ૨૧
નૃપલોચન રવિ શશિ નિરખી, તનમન કમળ કુમુદ;
એકસમે વિકસિત[9] ઉભય, ખરૂં અદ્ભુત એ ખુદ. ૨૨
કૃપા નજર કરી કોડથી, કુળકુંજર[10] ગુણપુંજ,[11]
પુછે કુશળ પરમાદરે, ભવ્યકાંતિ પતિભુજ. ૨૩
"આપ સદા ઇચ્છો ઉરે, જેનું કુશળ જરૂર;
હોય શું તેને કષ્ટ કદિ, આપ વિચારો ઊર. ૨૪

---

૧ દેવને વ્હાલો. ૨ ચરાડવાના ઠાકોર રા. રા. રાણા ઝુલમસિંહજી. ૩ હોડી. ૪ પવન. ૫ આપ વડાઇ. ૬ શ્રીકૃષ્ણ. ૭ માથાપર ઉતારીને નાખી દેવું. કચ્છમાં રાજાની પ્રથમ મુલાકાતે અથવાં બીજા પ્રસંગોપર પણ એમ કરે છે એટલે મુલાકાત લેનાર હાથમાં કાંઇક નાણું રાખી રાજાના મસ્તકઉપર ફેરવી હજુરીને આપે છે, એ ક્રિયાને ગોળ કરી એમ કહે છે. ૮ પદકમળ. ૯ પ્રફુલ્લ. ૧૦ કુળમાં શ્રેષ્ટ. ૧૧ ગુણના સમુદાય.

સદા કુશળ શિર છત્રપતિ, આપ કૃપા અનુસાર;
આજ કુશળ અતિ ન્યાળિ વળિ, પદસરોજ ભરપ્યાર. ૨૫
આપ પ્રતાપે આપને, નિરખું ભરી ભરી નેત્ર;
ખુદાવંદને ઘણી ખમા, નૃપમણી મમતાક્ષેત્ર." ૨૬
એમ પરસ્પર અતિ ઘણો, ઉરમાં વધ્યો ઉમંગ;
નૃપવિચારસાગરતણો, જેમ પ્રવાસ તરંગ. ૨૭
"નાના દેશો નિરખવા, પ્રભુનાં કૃત્ય અપાર;
કળા વિદેશની કોટિધા,[1] વડો પામી વિસ્તાર. ૨૮
મન અનુમાન ન કરી શકે, એવી કળા અનેક;
અનુભવ થાશે આકુરો,[2] વિદેશ ગમનવિવેક. ૨૯
જનસ્વભાવ જુદા જુદા, પડચે પ્રસંગ પિછાય;
સાર ગ્રહણથી સુબુદ્ધિમાં, ઉચિત[3] ઉમેરો થાય. ૩૦
જણાય જનસમુદાયની, સરસ નરસ રીતભાત;
દેશપરત્વે દીસતી, ભિન્ન ભિન્ન ભલિભાત. ૩૧
આપણી સાથે એમની, મુકાબલે[4] મેલાય,
તત્વ લેઈએ તેનું તો, વિવેકમતિ વખણાય. ૩૨
વિચિત્ર ભૂમિ વિદેશની, વિચિત્ર જન તન વેષ,
વિચિત્ર દેખાવો વિવિધ, બહુ રીતભાતો બેશ.[5] ૩૩
મહા વિદ્વજનથી મિલન,[6] કરીને કોડ પુરાય;
મતિની લલિત[7] ચમત્કૃતી, નિકટપણે[8] નિરખાય. ૩૪
સ્પર્ધા[9] કરી મુધા[10] કરે, સુધાનેય[11] શુભ રીત;
વિબુધવચનસમ[12] મધુરતા, પંડિતની અતિ પ્રીત. ૩૫

૧ કરોડો પ્રકારની. ૨ એનીમેળે. ૩ યોગ્ય-લાયક. ૪ સરખામણી. ૫ સારી. ૬ મેળાપ. ૭ સુંદર. ૮ પાસે. ૯ એક બીજાથી સરસ થવાનો જે ઇર્ષા ભર્યો ચડસ. ૧૦ વ્યર્થ. ૧૧ અમૃતને પણ. ૧૨ દેવનાં વચન જેવાં.

શૂર પ્રતાપી સુભટના,[૧] મનમોહિત મેળાપ;<br>
મન તન બળથી જેમના, પ્રજા વિગતપરિતાપ.[૨] ૩૬<br>
વળિ વિદેશમાંહે વસી, સૌમાં લે સન્માન;<br>
તજે ન તોપણ તનથકી, આ દેશનું અભિમાન. ૩૭<br>
પ્રજા એવી પ્રિય મ્હારીનાં, સુખ વૈભવ નિરખીશ;<br>
વળિ વિલોકિ[૩] રચના રૂડી, હૈડે બહુ હરખીશ. ૩૮<br>
અદ્ભુત રચનાના અચળ,[૪] અદ્ભુત[૫] ખીણ અનેક;<br>
પ્રભુ મહિમાના પ્રગટ એ, લાયક રૂડા લેખ. ૩૯<br>
મંદ[૬] પ્રવાહિનિ[૭] પુનિતજળ,[૮] સ્ખલન ધ્વનિ[૯] સુખકાર;<br>
પ્હોળે પટ તટ ઊંચની, અવિલોકશું અપાર. ૪૦<br>
એથી થાય અવિનાશીના, ભલા પ્રતાપનું ભાન;<br>
શ્રદ્ધા[૧૦] વધે સહસ્રધા,[૧૧] પ્રભુપદ કમળ પ્રમાણ. ૪૧<br>
તરંગરૂપ દાંડી પડે, કુલાનકે[૧૨] કહિધિંગ[૧૩],<br>
આદરી બેઠો અંબુનિધિ,[૧૪] એ ઉદ્યોગ અભંગ.[૧૫] ૪૨<br>
પ્રભુપ્રતાપનાં નિરનિધી,[૧૬] દુંદુભિ સ્વર ગંભીર;<br>
નાસ્તિકમતખંડનમિષે,[૧૭] ધરી વગાડતો ધીર. ૪૩<br>
પવિત્ર તીર્થ સ્થળતણા, પાવનજળથી પંડ;<br>
પ્રક્ષાલન[૧૮] કરી પામશું, તન મન શુદ્ધિ અખંડ. ૪૪

૧ લઢાઇ કરનારા શૂરવીરો. ૨ વિશેષેકરી નાશ પામેલો મનનો ખેદ એવી પ્રજા. ૩ જોઇને. ૪ પર્વત. ૫ ભય અને આશ્ચર્ય પમાડે એવી. ૬ ધીમી ગતિવાળી. ૭ નદી. ૮ પવિત્ર પાણીવાળી. ૯ પ્રવાહથી થતો શબ્દ. ૧૦ વિશ્વાસ. ૧૧ હજાર પ્રકારે. ૧૨ कूल+आनक-કુલ એટલે કાંઠો અને આનક એટલે દુંદુભી-કાંઠારૂપી નગારૂં. ૧૩ દાંડીના પ્રહારથી નગારાનો થતો અવાજ. ૧૪ સમુદ્ર અંબુ+નિધિ=પાણીનો ભંડાર. ૧૫ કોઇ દિવસ ભંગ ન થાય એવો. ૧૬ સમુદ્ર. ૧૭ ઇશ્વરનું હોવાપણું નહિ માનનારા મતના ખંડનને નિમિત્તે. ૧૮ ધોઇને.

ગહન[1] ગુફા ઉપવન[2] ઘણાં, નગર ગ્રામ પુર શ્હેર;
નિરખી હરખ ઉરે વધે, લાયક લીલા લ્હેર. ૪૫
અતિ અભ્યાસે પણ ઉરે, લવ અનુભવ નવ થાય;
તે પ્રત્યક્ષ થતાં ક્ષણે, સારી રીતે સમજાય. ૪૬
સંગ ન પંડિતનો સદા, વિચરે જે ન વિદેશ,
સંકુચિતા[3] મતિ તેની જયમ, શીતજળે ઘૃત[4] લેશ. ૪૭
સંગતિ પંડિતની સદા, વિદેશ જે વિચરેલ;
ફેલાયલિ મતિ તેની જયમ, તરે નીરમાં તેલ. ૪૮
ઉગ્ર[5] ભીષ્મ[6] ગ્રીષ્મ[7] ઋતુ, આવે લગભગ શીર;
શીતહવા સ્થળ વિચરવું, એ નિમિત્ત ધરી ધીર." ૪૯
એમ ઉછળવા લાગિયા, પ્રૌઢ પ્રવાસતરંગ;
નૃપવિચાર સાગરવિષે, પામી યોગ્ય પ્રસંગ. ૫૦
તોડી બાંધ[8] બહુ બાધરૂપ,[9] આગે ધસે અનૂપ;
કો અવરોધ[10] શકે કરી, ભલા વિમળ મતિ ભૂપ. ૫૧
ભદ્ર[11] વદનમુદ્રા દિસે, પ્રફુલ્લ તન સુખમૂળ;
ચંચળપણું ધારણ કર્યું, અંગે પણ અનુકૂળ. ૫૨
નિત્યની ગંભીરતાવિષે, અતિ ચંચળપણું એમ,
દીપે મહોદા[12] પર્વપર, જળનિધિની ગતિ જેમ. ૫૩
અથડાયા અતિવેગથી, એ તરંગ વધી પ્રાય;[13]
રાજ્યમાતના શ્રવણતટ, અતિ વિનયે નમી પાય. ૫૪

૧ જવા-પોચવા મુશ્કેલ. ૨ બાગ. ૩ સંકોચ પામેલી–ટુંકી. ૪ ઘી. ૫ ન સહન થાય એવી. ૬ ભયંકર. ૭ ઉનાળો. ૮ પાણી રોકવા બાંધેલા બંધ. ૯ અડચણ. ૧૦ અટકાવ. ૧૧ કલ્યાણકારી–સારૂં. ૧૨ ચંદ્રના સંપૂર્ણ ઉદયવાળા પર્વઉપર. ૧૩ ઘણું કરીને.

દુખડાં લઈ નૃપ દેહનાં, સ્નેહાંમૃત[૧] મિશ્રિત;[૨]
વચન વિમળ માતા વદે, રૂડી વરણવું રીત. ૫૫
માના દ્રષ્ટીમાર્ગમાં, પ્રતિદિન કરો પ્રવાસ;
બાપુ જાઉં બલિહારિ એ, અનુદિન મારી આશ. ૫૬
એ વચને કરી કુંવરમન, ખરેજ દીઠું ખિન્ન;[૩]
પ્રેમવિવશા[૪] વહિલોથી કશું, ઉચરી શકે ન અન્ય. ૫૭
વિલોકિ સુતસંકોચ શુભ, અતી ઉમળકાભેર,
રાજ્યમાત વચનાંમૃતે, સુખ આપે શુભપેર. ૫૮
કરી પ્રવાસ સકોડથી, ભરો જ્ઞાનભંડાર;
કુલદીપક થાઓ કુંવર, બહુવિધિ જઉં બલિહાર. ૫૯
સરસ રીતે સહુ ગોઠવણ, કરાવીશ કુલદીપ;
શોચવિમોચન પુત્ર મમ,[૫] શોચ તજો હું સમીપ. ૬૦
રાજપુત્રને વિચરવું, દેશવિજય દુર દેશ;
અનાદિ ઉત્તમ ધર્મ એ, નહિં તેમાં મીન મેષ. ૬૧
બહુધા બુદ્ધિવિજયતણો, આ છે સમય ઉચિત;
પધારતાં અવરોધ તે, હોય ન થાતાં હીત. ૬૨
માત્ર માતનો પ્રેમ તે, ભલો કહો કે ભૂર;[૬]
પ્રાણમૂર્તિ નિજપુત્રને, પલ પણ ન ચહે દૂર. ૬૩
સુયશતણો પાયો સુદ્રઢ,[૭] સાધન સુકૃતસમાજ;[૮]
પુત્ર કરો પ્રારંભ[૯] અવ,[૧૦] કીર્તિ મ્હેલને કાજ. ૬૪
પ્રજાપાલનાદિક ગુણે, સદાચરણથી સદાય,
શ્રેષ્ટ ગણાઓ સર્વમાં, શુભવિદ્યાની સહાય. ૬૫

૧ સ્નેહરૂપી અમૃત. ૨ સેળભેળ થયેલાં. ૩ આશા ભંગ થયેલુ-ખેદ પામેલું. ૪ પ્રેમને વિશેષે કરી વશ થયેલા. ૫ મારા શોચને વિશેષે કરી તજાવનાર. ૬ ઉન્મત્ત. ૭ બહુ મજબુત. ૮ સારાં કામનો સમુદાય. ૯ શરૂઆત. ૧૦ હવે.

કુળાનુયાયી[1] કુશળમતિ, તનુજ[2] પામી તમતુલ્ય;
સ્વર્ગે રહિને પણ સદા, પૂર્વજ થાય પ્રફુલ્લ. ૬૬

સાધવી એવી રેણી શુભ, શું કહું ઘણું સુપત્ર;
કુળદેવી રક્ષા કરો, તન તમારી સર્વત્ર. ૬૭

કુમારશ્રી[3] સકુમાર અતિ, જીવનમૂળિ મમ જેહ;
જાળવજો ઝાઝે જતન, સદા ખતાવી સ્નેહ. ૬૮

તપસ્વિના જ્યમ તપથકી, પ્રીતે થઈ પ્રસન્ન;
ઇષ્ટ દેવી ઉચરે મુખે, વરદાનનાં વચંન. ૬૯

એમ રાજ્યમાતા મુખે, વચનાવલી[4] વિશેષ;
શોભે સુખપ્રદાયિની,[5] સુણે સહર્ષ નરેશ. ૭૦

આજ્ઞા વિદેશગમનની, સારી દીધી જ્યમ સિદ્ધ;
નક્કિ વાધવાનો દિવસ, પછી પામશે પ્રસિદ્ધિ. ૭૧

ઈષ્ટદેવીના એક મન, જપી જ્યમ જાપ જરૂર;
વાંચ્છિત વર પામી વધે, હર્ષ ઉપાસક[6] ઊર. ૭૨

તેમ થયો આનંદ મન, પુરપતિ વદન પ્રફુલ્લ;
મળ્યો સુણી માતાતણો, અભિપ્રાય અનૂકૂળ. ૭૩

નમી માતાપદ નેહથી, ઉર આનંદ અમાપ;
બ્હાર પધાર્યા બુદ્ધિનિધિ, અંતઃપુર[7] તજી આપ. ૭૪

મુખચર્યાથી[8] ચેતીને, કુમારશ્રી સકુમાર;
હર્ષહેતુ હોંસે પુછે, આતુરપણે અપાર. ૭૫

કહ્યું કારણ હસતે મુખે, ચુંબન કરી કપોળ;
સુણી આનંદસમુદ્રમાં, ચઢ્યા હાસ્યકલ્લોલ[9]. ૭૬

૧ કુળમાં પછવાડે થનાર પુરૂષો. ૨ પુત્ર. ૩ નામદારકુમારશ્રી કલુભા સાહેબ. ૪ વચનની પંક્તિ. ૫ ઘણું સુખ આપનારી. ૬ ઉપાસના કરનાર. ૭ જનાનખાનું. ૮ અંતરમાં રહેલો ભાવ કાંઇક સમજી જવાય એવો મુખનો દેખાવ. ૯ હાસ્યતરંગ.

આપનુંય ઠર્યું છે અહો, તે સુણી વાત તમામ;
જે ખુશી થઈ કુમાર ઉર, તે શું કથું અભિરામ[1]? ૭૭
એક બીજે મુખ આવિને, ઘણી વિધિ ઘેરઘેર;
પ્રસરી ભૂપપ્રવાસની, પુરમાં વાત સુપેર. ૭૮
થવા લાગી તૈયારી ધુમ, પ્રવાસની ભલિભાત;
વરણું તેની શું વિગતથી, વડા હર્ષની વાત! ૭૯
તેજી[2] પીઠપર તગતગે, એવા તેજી[3] અનેક;
રવાલ ચાલે હૃદયને, છક કરી નાંખે છેક. ૮૦
કચ્છી અરબ્બી આદિ જે, અશ્વનું વિશ્વ વખાણ;
શણગારી કર્યા સાવધા[4], કુંતલ માંડી પલાણ. ૮૧
માંડવી થઈ જળમારગે, કેટલાક કેકાણ[5];
મુંબઈ આગળ મોકલ્યા, વડે ચઢાવી વ્હાણ. ૮૨
શકટ[6] વેલ સિગરામને, સુધારતા નિરધાર;
હયરથાદિ વાહન વિવિધ, તપાસી કીધ તૈયાર. ૮૩
વ્યંગ[7] અઢારે અંગથી, પણ ઉપયોગી અપાર;
ઉંચી ડોકના ઊંટિયા, ત્વરિત[8] કર્યા તૈયાર. ૮૪
સપ્તરંગી મખમલતણા, કો રેશમી ચુસી ભાત;
સફેત કો બગ પાંખ સમ, કો ચિત્રિત[9] ઉંચી જાત. ૮૫
એવા તંબુ અનેકનો, ભર્યો શકટમાં ભાર;
રાઉટિયો ભરી ચાલિયો, ઊંટોની અલગાર.[10] ૮૬
જરીના તંબુની જોડના, ખેદક[11] કરીને ખંડ[12];
વાડ ચીભડું ગળી ગયું, ઓઝાવ્યું દઈ દંડ. ૮૭

---

૧ સુંદર. ૨ ચળકાટ. ૩ ઘોડા. ૪ તૈયાર. ૫ ઘોડા. ૬ ગાડાં. ૭ વાંકાચુકા. ૮ ઉતાવળથી. ૯ ચિતરેલા. ૧૦ એક પછી એક એવી હાર. ૧૧ ખેદ કરાવે એવા. ૧૨ કડકા.

આગળથી કાગળ લખી, તાકીદ કરી ત્વરિત;
નિજ નિજ હદ્દમાં નોકરો, સગવડ કરે સુરીત. ૮૮
ખાંત રાખી યશ ખાટવા,[1] વળગ્યા વહિવટદાર;
કોડિ સરભરા કારકુન, મંડ્યા ઉજમ અપાર. ૮૯
જે સુભાગિ માર્ગે થઈ, સાગર ભરતી સમાન;
વાધવાનું અતિ વેગથી, નૃપસ્વારીનું નિર્માણ. ૯૦
રસ્તો તે કરવા રૂડો, મંડ્યા મજુર અપાર;
શું આગળથી સમજી ગયા, નૃપની રીત નિરધાર? ૯૧
"ભુલિને પણ કદિ ભુજપતી, કુપંથ ન ધરે પાય;
રૂડે પંથ નૃપગમનની, સુણિએ વાત સદાય.[2] ૯૨
"માટે માર્ગ સુગમ કર્યે, કરી રાખવી ન કચાશ;"
ધન્ય ચતુરબુદ્ધી મજુર, સર્વ કહે શાબાશ. ૯૩
પંથની એમ પૂરી થઈ, સગવડ સર્વ પ્રકાર;
હવે વરણવું હોંસથી, નૃપતિગમન નિરધાર. ૯૪
ચતુર્દશી શુદિ ચૈત્રની,[3] રૂડો ઘણો રવિવાર;
ઉત્તમ ઉતરાભાદ્રપદ, વૃદ્ધિ યોગ સુખકાર. ૯૫
નવમે નૃપતીને રહ્યો, અમિનિધિ[4] આવી આપ;
ધન્ય કીર્તિ કન્યાતણો, સૂચવે હસ્તમિલાપ. ૯૬

---

૧ કમાવું. ૨ એ દોહરામાં "કુપંથ" અને "રૂડે પંથ" એમ બે શબ્દમાં શ્લેષ છે. ૩ સંવત ૧૯૩૮ ના ચૈત્ર શુદી ૧૪ તા. ૨ જી એપ્રીલ સન ૧૮૮૨ ને રવેઉને દિવસે બપોર પછી બે વાગ્યે નામદાર મહારાજાધિરાજ પ્રવાસમાટે ભૂજથી પધાર્યા. ૪ ચંદ્ર—તે દિવસે કન્યાના ચંદ્ર હતા તે પરથી મકર રાશીથી કન્યારાશી સુધી ગણતાં નવમે ચંદ્ર આવે છે; એમ કન્યારાશીએ રહેલો ચંદ્ર કીર્તિરૂપી કન્યાનો હસ્તમિલાપ નામદાર મહારાજાધિરાજને જાણે સૂચવે છે. તેઓ નામદારને મુંબઈ વગેરે સ્થળથી ઘણી સારી કીર્તિ મળી છે, તેથી આ કલ્પના એની મેળે સત્ય થઇ છે.

બુદ્ધિવિજયહેતુ ધરી, પરવરવું પરદેશ;
સર્વ ઘડી સુમુહૂર્તની, સમજે એમ નરેશ. ૯૭
સુયશ પ્રાપ્ત હેતુ સ્વદત[1], મુહૂર્ત્તનો મહિમાય;
ગુમાન ધરિ એવું ઘણું, ગણક[2] ભલે હરખાય. ૯૮
બેય કુંવરને બહુ પ્રીતે, તેડી પાસ ત્વરિત;
કરી નિછાવર કોડથી, માતાએ રૂડી રીત. ૯૯
બાપુ જાઉં બલિહારિ અવ, સજીએ વસ્ત્ર શરીર;
વાધો પુત્ર વિદેશમાં, મારા પ્રાણસમીર[3]. ૧૦૦
ઉત્તમ આજ મુહૂર્ત્ત છે, કરો માંગળિક કાજ;
આજ્ઞા શિરસામાન્ય કરી, સજ્યાં વસ્ત્ર સુખસાજ. ૧૦૧
હીરે જડિત્ર હેમના, સુંદર તોડા પાય;
હીરા મોતિ માણકતણા, હાર હીંચે ઉરમાંય. ૧૦૨
સુભગ[4] હીંચે શિરપેચ શિર, મનહર મયુરાકાર;
જાણે જદુપતિ કૃષ્ણનો, મોર મુકુટ શિર સાર. ૧૦૩
કસિ બાંધી કટિ તેહમાં, અરિગંજન[5] હથિયાર;
ભીડીને સાનુજ ભુજપતી, ત્વરિત થયા તૈયાર. ૧૦૪
ધરી કરવિષે ધૈર્યથી, શત્રુસાલ[6] સમશેર;
જનનીને ચરણે નમે, ઉભય બંધુ ખુશીભેર. ૧૦૫
વિલોકિ સાનુજ[7] રામ સમ, જોડી જુગલકિશોર;
જનનીઉરસુખકથનનું, મુજમતિમાં નથી જોર. ૧૦૬
આસનથી સાદર[8] ઉઠયાં, સુમના[9] સહિત સનેહ;
અવઘ્રાણ[10] અંબા[11] કરે, આયુષવર્ધક[12] એહ. ૧૦૭

૧ પોતાનું આપેલું. ૨ જોશી. ૩ પ્રાણવાયુ. ૪ સારા ભાગ્યવાળો. ૫ શત્રુને ગાંજનારાં. ૬ શત્રુઓને દુઃખ દેનારી. ૭ ન્હાનાભાઇ સહિત. ૮ આદરસહિત. ૯ સારા મનવાળાં-એ અંબા-એટલે માનું વિશેષણ છે. ૧૦ મસ્તક સુંઘવું-એવું કર-

ઉત્તમ વસ્ત્રાભૂષણે, કુંવર દીપાવી કાય;
હું બલિહારી ભૂષણ આ, સુતસુકૃતે શોભાય. ૧૦૮
આપની પદવી અવનિપતિ, સમજો સપુત સહાય;
દીપાવજો તેને તમે, સુયશ પ્રાપ્ત કરી પ્રાય. ૧૦૯
જ્યાં વિચરો ત્યાં જગતપતિ, મહિમાવંત અનંત;
સંરક્ષણ ક્ષણ ક્ષણ કરો, આશિષ મા ઉચરંત. ૧૧૦
કુળરવિ કર લંબાવજો, પત્રરૂપી ભલિભાત;
જેથી જનનિઉરભુવનમાં, ઝગમગાટ દિનરાત. ૧૧૧
શ્રોત[1] સફળ થાએ સુણી, સુતયશધ્વનિ[2] ગંભીર;
રીત એવી ત્યાં રાખશો, મારા પ્રાણસમીર. ૧૧૨
નિત્ય દર્શનાતુર[3] આ, લોચન ઉભય ચકોર;
અમિનિધિ થજો ઉતાવળા, કુમાર યુગલકિશોર. ૧૧૩
ઉભય પ્રાણસમ પુત્રનાં, મનહર મુખ નિરખીશ;
સુખની ઘડી ગણી તે સમે, હૈડે બહુ હરખીશ. ૧૧૪
એમ કહી ઉર આણિને, મસ્તક કર મૂકીમાત;
ઘણું વદતાં ગદ્ ગદ્ સ્વરે, વત્સલરસની વાત. ૧૧૫
અનઅવસર પ્રિછિ એ સમે, નયન રોકીને નીર;
"મીઠા[4] વાધો મલપતા," વદ્યાં માત ધરી ધીર. ૧૧૬
અહો માતના પ્રેમને, નિરૂપમ[5] ગણી નિરધાર;
અકથનીય[6] કહી અટકિયા, આગે સુકવિ[7] અપાર. ૧૧૭

વાથી પુત્રનું આયુષ્ય વધે છે—અર્થાત્ અતિ વ્હાલની ક્રિયા છે. ૧૧ મા. ૧૨ આયુષ્યમાં વધારો કરનાર.

૧ કાન. ૨ પુત્રના યશનો ધ્વનિ. ૩ દેખવાને માટે તત્પર. ૪ અતિપ્રિય એ અર્થમાં. ૫ જેને બીજી ઉપમા આપી શકાય નહીં એવો. ૬ ન કહી શકાવા યોગ્ય. ૭ સારા કવિઓ.

તે હદ તજી આગળ જવા, અપંગ મતિ મમ આજ,
પ્રયાસ[1] કરી પસ્તાય બહુ, કરૂં ન એવું કાજ. ૧૧૮
અંબા આશિષ આપની, ત્રિદેવરક્ષક તુલ્ય;
એણે કરી રહિશું અમે, પ્રદેશમાંય પ્રફુલ્લ. ૧૧૯
દિન થોડામાં દેખશો, પુત્ર નમંતા પાય;
ચિંતા તજીએ ચિત્તથી, માગું કૃપા એ માય. ૧૨૦
ઉચરી એમ ચરણે નમ્યા, ઉભય બંધુ એ વાર;
અપરમાત[2] પદ વંદિને, બેય પધાર્યા બ્હાર. ૧૨૧
માતવિયોગે ખિન્ન મન, મુદિત[3] પ્રવાસતરંગ;
મુખમુદ્રા મિશ્રિત રસની, દેખી થઈએ દંગ.[4] ૧૨૨
રાજ્યમાતના અતિ રૂડા, સ્નેહતણું મન સાથ;
કરે મનન[5] બહુ કોડથી, ક્ષમાભુવન ભુજનાથ. ૧૨૩
સુણ્યો મેઘસાદશ[6] તદા, ગડગડાટ ગંભીર;
સારથિ હયરથ[7] લાવિયો, મહિપતિને મંદિર. ૧૨૪
ચપળ અશ્વયુત[8] ચારના, હયરથમાં તે વાર;
સુખાસીન[9] સાનુજ નૃપતિ, ખડ્ગ[10] ધરી ખેંગાર. ૧૨૫

**છપ્પય છંદ.**

ક્ષમા ભુવન ખેંગાર, હયરથે ચઢયા હુલાસી;
સારથિએ રથતણા, તેજી કીધ ચપળ તપાસી;
મેઘાડંબર છત્ર, ચમર ચોપાસ ઢળે છે;
આફ્તાફ્ગિરિ[11] અનુપ, ઉભયગમ આવી મળે છે;

૧ ઘણી મેહનત. ૨ બીજી માતાઓ. ૩ આનંદિત. ૪ વિસ્મય પામીએ. ૫ મનમાં સંભાર્યા કરવું-ગોખવું. ૬ વરસાદના જેવો. ૭ ઘોડાગાડી. ૮ ઘોડા જોડેલા. ૯ સુખે કરીને બેઠા. ૧૦ તરવાર. ૧૧ સુરજના તાપને અટકાવનારૂં છત્ર.

આગે અનુરાગી સુરાગમાં, ગાયકજન ગુણ ગાય છે;
સ્વર ગંભીરવડે દસોંદિ[1] મુખ, યદુકુળ[2] વિરદ ગવાય છે. ૧૨૬

ચોપદાર મુખતણી, હલક સ્વરની હિતકારી;
સૂચવે દૂરથી સરસ, નૃપાગમ[3] નકી પોકારી;
બળવિશેષ બેરખો, આરબોની થઈ આગે;
ભાવસહિત વીરને,[4] રૂડા પ્રગટાવે રાગે;
ગંભીર ભેરીના નાદને, સુણી આશ્ચર્ય થતા સહુ;
ફરૂકે નિશાન મહિમાસૂચક, કેટલું વરણી તે કહું. ૧૨૭

ગજશુંઢાકૃતિદંડ,[5] કરગ્રહી રક્ષણ કાજે;
બેય બાજુ બળવંત, ભુજાવાળા મલ ભ્રાજે;[6]
આગે બહુ અસવાર, ખુલાં[7] કર ખડગ ધરેલા;
પદાતિનો[8] પાર ના, અસ્ત્રશસ્ત્રથી સજેલા;
એ અગ્રસૈન્ય[9] શોભા અનુપ, બ્યૂગલ હીંડે બજાવતા;
વાદિત્ર અનેક વગાડીને, ગંભીર ગગન ગજાવતા. ૧૨૮

પુરપતિ કેરી પૂઠ, પ્રથમ મીસલે[10] પ્રધાન;
ચઢિ ઘોડે ચાલતા, ચમર ઢોળે ગુણવાન;
પ્રથમ વર્ગના પછી, ભલા ભડવીર ભાયાતો;
"શોભે નૃપતિ સપક્ષ,[11] મયુરપીંછે મદમાતો,

૧ દસોંદિભાટ. ૨ કચ્છના નામદાર દરબાર યદુકુળના છે. ૩ રાજાનું આવવું. ૪ વીરરસને સ્થાયીભાવ, સંચારીભાવ, અનુભાવ ઇત્યાદિક ભાવોસહિત ઉત્પન્ન કરતા. ૫ હાથીની સૂંઢના જેવા આકારના રૂપે મઢેલા દંડ. ૬ શોભે છે. ૭ ઉઘાડાં. ૮ પાયદળ-પગે ચાલનારૂં લશ્કર. ૯ રાજાની મોખરે ચાલનારૂં લશ્કર. ૧૦ પદવી પ્રમાણે રાજાની આગળ પાછળ ચાલવાની જે અનુક્રમવાળી ગોઠવણ. ૧૧ પક્ષસહિત.

પછી મુત્સદ્દિ[1] વર્ગ મિસલવિષે, સ્વાર મુલ્કિ સાયુધ[2] ઘણા;
હજુરી સવાર હયપર ચઢયા, નૃપસ્વારીમાંનહિ મણા. ૧૨૯
સ્વારિતણું સાદ્યંત,[3] વૃત્તાંત ન આ ધરિ ધ્યાને;
કહ્યું મેં માટે કાંક, બુંદ લીધું સિંધુથી જાણે;
તજી ઘરકામ તમામ, પ્રજા ટોળે મળી ત્યારે;
ભૂપગમનપંથની,[4] ઉભયગમ ભીડ થઈ ભારે;
જયમ જયમ નૃપસ્વારી સંચરે, ત્યમ ત્યમ પ્રજા તમામની;
ધ્વનિથાય ખમાશબ્દની બહુ, છબિનિરખીછબિધામની ૧૩૦
ઝરૂખાં ગોખ અટારી, બારી ખુલી મેડી અગાસી;
ચઢિ ચઢિ નિરખે ચતુર, નારીઓ નૃપ સુખવાસી;
"સખિ સુંદર નૃપજોડ, રામ લક્ષ્મણ સમ રાજે;
લો લોચનનો લાભ, અધિક દર્શન કરી આજે;"
કહિ એમ પરસ્પર દૂર રહી, દુખડાં લે નૃપદેહનાં;
મુખ "ખમા જીએરા જુગ[5] ઘણા," સુવાકય ઉચરે સ્નેહનાં ૧૩૧
એમ પ્રજાજનતણા, પ્રેમ આશિષ જળ પુનિતે;
અભિષિક્ત[6] અવનીપ,[7] રાજતા અતિરૂડી રીતે;
ભીડને[8] નાકે ભૂપ, આવી પ્હોંચ્યા અરિગંજન;
વડો જયહાં રખવાળ, પ્રભંજનસુત[9] ભીડભંજન;[10]

---

૧ રાજકારભારમાં લખાણ વિગેરેનું બુદ્ધિવડે કામકરનારો વર્ગ. ૨ હથિયારસહિત. ૩ આદિઅંતસહિતનું. ૪ રાજાને જવાના માર્ગની. ૫ શબ્દોઆશી ઘણું જીવો એ અર્થનું કચ્છી ભાષામાં ટુંકું કરીને "જીએરા" એમ લોકો બોલે છે. ૬ અભિષેક થયેલા. ૭ રાજા. ૮ એ નામનું નાકું-ભુજશેહેરના કોટને જુદા જુદા દરવાજા છે તે જુદા જુદા નામથી ઓળખાય છે-ભીડનું નાકું, પાટવાડીનું નાકું, માહાદેવનું નાકું, વિગેરે. ૯ વાયુપુત્ર હનુમાન. ૧૦ અડચણોને દૂર કરનાર-ભીડના નાકા બહાર દેસલસર નામના તળાવની પાસે હનુમાનનું મહોટું દેવળછે.

નાકા બહાર નૃપ નિરખિને, વિજયતોપ ધડુકી વડી;
ગાજ્યો અષાડઘન ગગન જયમ, વિના ઋતુ વાદળ ચડી ૧૩૨
સુણી નાદ સેનાબ્ધિ,[1] ક્ષોભ પામ્યો સુખવાસી;
ઉછળે હયહોડિયો,[2] સભીત ચિત[3] સ્વાર ખલાસી;
મિસલ પુરાવાતણી, એક ચિંતા નહિં થોડી;
અન્ય સુકાન[4] લગામ, ન માને હયરૂપ હોડી;
ચાકર કર કરી લંગર[5] કઈક, તન સાચવ્યું મિસલ તજી;
મન ગણે ધડાકા તોપના, આતુર ચઢવાને હજી. ૧૩૩
પ્રવીણ ખલાસીપેઠ, અભય[6] સ્વારો અલબેલા;
દિલમાં નહિં દરકાર, અચળ પેંગડે રહેલા;
સત્તરવાર[7] સુપેર, તોપ ધડુકી ઘનનાદે;
સેના સાગર શાન્ત, થયો પછી સ્હેજ સનાદે;
ચાલ્યો વળિ માર્ગ સરિતમુખે,[8] સરખી દીસે વહનગતી,[9]
ઉપમા કવિ ઉરની ખુટાડતો, આપ ભર્યો ઉપમા અતિ. ૧૩૪
દયાશીલ દાદાનું,[10] નામ સ્મારક[11] સહુલાસે;
દેશલસર ગંભીર, પાળ પનઘટ ચોપાસે;
વિમળ બિલોરસમાન, સુધાજળ[12] ભરિયું સારૂં;
તીર દેવ મંદિર, વૃક્ષ નવ પલ્લવ વારૂં;

૧ સેનારૂપી સાગર. ૨ ઘોડારૂપી હોડીઓ. ૩ ચિત્ત. ૪ જેને મરડવાથી હોડી આમ તેમ દિશા બદલી ચાલે તે લાકડું. ૫ વ્હાણ થોભવવાની લોઢાની ખીલાડી. ૬ બીકવિનાના. ૭ કચ્છના રાજાધિરાજને સત્તર તોપોનું માન છે. ૮ માર્ગરૂપી નદીના મુખતરફ. ૯ વહેવાની ગતિ. ૧૦ કચ્છના વિદ્યમાન મહારાજાધિરાજના દાદા રાઓશ્રી દેશલજી બહુ પ્રજાપ્રિય અને કુશળ બુદ્ધિના રાજા હતા. ૧૧ નામની સ્મૃતિ કરાવનાર. ૧૨ અમૃત જેવું પાણી.

ભુજગઢ[1] શિખરસ્થ[2] ભુજંગનો,[3] જાણું મુખ જોવા તણો;
શોભે સ્ફટિક મણિનો રૂડો, અષ્ટ કોણ અરિસો ઘણો. १३५
એ ઉત્તમ સર અધિક, મૂકિ ડાબે[4] મહિપાળે;
હયરથ હંકાવિયો, અતિ વેગે એ કાળે;
અગ્રપૂઠ અસવાર, તબડકી તેની રૂડી;
પડઘો અશ્વપાયની, અભ્ર છાયો રજ ઉડી;
જમણે[5] ભુજંગગઢને દઇ, વલણ કચ્છ વસુધાપતિ;
માધવપુર[6] હેલા માત્રમાં, પધારિયા નિર્મળમતી. १३६
સ્થંભી ત્યાં અસવારી, મિસલસર મહાઉમંગે;
સલામ લીધી સર્વની, અવનિપે એહ પ્રસંગે;
પોલીટીકલ પ્રધાન, આદિ ગુણિયલ અધિકારી;
નૃપવિયોગ મન ખિન્ન, ઉભા ત્યાં ઉર ધીર ધારી;
સહુ માગે દેવ મનાવિને, નૃપદર્શન સત્વર થજો;
ગદ્ ગદ્ સ્વર ભાયાતો વદે, વ્હેલા કુશળ પધારજો. १३७
વળ્યા નમન કરી સર્વ, અવનિપતિને અનુરાગે[7];
વાદ્યા બાહુ વેગમાં, અધિક મતિ નૃપ પણ આગે;
પાછું ફરિ પેખતાં, ભુજગઢ ભવ્ય દીસે છે;
બુરજો[8] કોકિશાં[9] બહુ, દૂરથી શોભા દે છે;

१ એ નામનો કિલ્લો ભુજથી પૂર્વ દિશાએ દેસલસરનીપાસે થોડે દૂર છે. २ શિખરઉપર રહેલા. ३ ભુજીયા કિલ્લાને મથાળે સર્પનું દેવળ છે. કચ્છના મહારાજાધિરાજ દરવર્ષે નાગપાંચમે મોટી સ્વારી કાઢી તેના દર્શન માટે પધારે છે. ४ ડાબી બાજુએ. ५ જમણી બાજુએ. ६ એ નામનું ગામ ભુજથી પૂર્વદિશાએ બે ગાઉપર છે. ७ પ્રીતિએ. ८ તોપ ગોઠવવા કિલ્લાની બહાર પડતી બાજુએ ઉચું ગોળાકાર અને નક્કર ચણતર તે. ९ ગોળા-તીર વગેરે મારવાસારૂ કિલ્લામાં જે બાકાં મૂકેલાં હોયછે તે.

જાણે સહસ્ત્રમુખ[1] શેષ શુભ, વળિ ધુંચળું વિરાજતો,
ભુજને ભોગાવતી[2] સમ ગણી, રક્ષણ કરતો ભાસતો. ૧૩૮
પુઠે રાખી ભુજપુરી, અડગ[3] થઈ ઉભો આગે;
કુલિશકપાટ[4] સમાન, સુદૃઢ કિલ્લો એ લાગે;
જયમ જયમ દૂર જવાય, અધિક શોભા ત્યમ એની;
"દીપે દૂરથી ડુંગરા," સાનુભવ[5] સાચી કેણી;
ભુખરા ચુનાથી ગઢરાંગ[6] તે, વદુ શોભે કેવી વળી;
જાણે ભુજંગ ઠરી એક થળ, ઉતારતો તન કાંચળી. ૧૩૯
વર્ષાઋતુમાં જેમ, વેગ સરિતાના પુરનો;
સ્વારિ વેગ ત્યમ સરસ, વેગ જયમ હર્ષિત ઉરનો;
તાણ્યા ન રહે તેજી, પ્રવાહિનિ[7] જયમ જળ પામી;
બેઠો ચાબુક ગ્રહી, ઉપર સારથી ઉગામી;
વેગે કરી દીસે વિલોકતાં, વૃક્ષ દોડતાં તે ક્ષણે;
જાણે નૃપની અમિદૃષ્ટિથી, ચેતન[8] પામી ચપળપણે. ૧૪૦
ફરતી પૃથ્વિપર રહી, દીસે રવિશશિ ચલ અતિશે
બેસી રથ ચાલતે, દોડતાં તરૂ ત્યમ દીસે;
અશ્વચરણ રજ ચોટિ, સ્વાર તન વદન કપાળે ;
ખેલિ હોળિ જયમ ખૂબ, ઘેરિયા ભર્યા ગુલાલે;
શ્રમબિંદુ સ્વારતન અશ્વતન, રજમિશ્રિત શોભા ધરે;
લાગી રંગની પિચકારી પછી, ગુલાલજળ જાણે ઝરે. ૧૪૧
શું કરૂં વર્ણન કેટલું, સ્વારિ મહિમા સાગરનું;
વેગે આગળ વધે, મુદિત મન નૃપ નાગરનું;

૧ હજાર મોઢાનો શેષનાગ. ૨ નાગલોકોના શહેરનું નામ. ૩ ન ખશે એવો. ૪ વજ્રનાં કમાડ. ૫ અનુભવસહિત. ૬ કિલ્લાની ભીંત. ૭ નદી. ૮ જીવ.

હણુહણાટ મુખ હાંક, તબડકી અશ્વચરણની;
એ ત્રણ ધ્વનિ સુણી બધિર,[1] બધિરતા[2] તજે કરણની[3]
જયમ દ્વિજના[4] વરાવિષે[5] થતી, ચતુરપણાની ચોટમાં;
ધ્વનિ લાડુનો પડઘી પાડવા, પછાડતાં કથરોટમાં. १४२
પંથવિષે પ્રતિગામ, પ્રજા ઊભી પાદરમાં;
નિજનૃપને નિરખવા, અધિક હર્ષાતુર ઉરમાં;
જૂદો જુવતિ સમાજ, વડા ધરી નથડા નાકે;
ન્યારો વળિ નરવર્ગ, ટેકરે ચઢિને તાકે;
શિશુવૃંદ[6] પરમ આનંદમાં, કક્ષાપટ[7] કુટિ નાચતો;
ભૂલિ સર્વ ભાન એકાગ્રમન, રાય નિરખવા રાચતો. १४३
"આ રજ ઉડતી જુઓ, હવે ધન સમરથ ગાજે."
"અશ્વ તબડકી સુણો, કાન પાવનને કાજે."
એક કહે "મેં સુણ્યો, સારથી મુખ ડચકારો."
"ઉગામી ચાબુક ઉભો, જુઓ નિરખાતો સારો."
અતિ દેખી દર્શનાતુર પ્રજા, સારથિને હયરથ તણી;
કરવા ગતિ મંદ અમંદમતિ,[8] નૃપે કહ્યું પ્રીતે ઘણી. १४४
જયધ્વનિ ગંભીર થાય, નિરખિ સાનુજ નૃપ ભાવે;
માનુનિ મંગળગાય, હલક સ્વરની લંબાવે;
દુખડાં લે દૂર રહી, ખમા નરવર્ગ કહે છે;
વેદમંત્ર ભણિ વિપ્ર, દિવ્ય આશીષો દે છે;
શિશુવૃંદ "જીએ રા" શબ્દને, ઉતારી ગાયનમાં અહો;
કરિ નૃત્ય વદે કોમળ સ્વરે, "રાય ચિરંજીવી રહો." १४५
પ્રતિગામે પંથની, એમ રૈયત ઉલટે છે;

१ બહેરો. २ બહેરાપણું. ३ કાનની. ४ બ્રાહ્મણના. ५ નાતવરા. ६ બાળકના ટોળાં. ७ કુલા. ८ તેજબુદ્ધિવાળા.

લે લોચનનો લાભ, રંક જયમ લંક લુટે છે;
પ્રજાપ્રેમ અનિવાર્ય,[1] આર્ય[2] યદુકુળ નૃપ આપ;
પેખી પેખી પ્રફુલ્લ, થાય ઉરમાંય અમાપ;
બદલાવે અશ્વ બીજા વળી, ચટ લઈ ચોકી આવતાં;
માંગળિક માર્ગ જંગલતણો, કરતા જતા સિધાવતાં.૧૪૬

એમ વાધતાં આવ્યું, ક્ષોણિપતિને સુખખાણ;
દોઢ પ્રહરમાં દુધે, મૈલ ત્રીશપર મેલાણ;
ઉતર્યા સાનુજ આપ, તંબુ ઉત્તમમાં ત્યાંહે;
સલામ લીધી સર્વની, મહીપ રાજી મનમાંહે;
ઘરથી પણ સુખ ઘણું સાંપડે, સગવડ એવી સરસ તે;
"જયાં રાય બજાર ત્યહાં" રૂડો, અનુભવિ કે,વત સત્ય તે૧૪૭

સન્મુખ તંબુ વિશાળ, રંગ ભગવે[3] રાજંતો;
ધ્વજ ધ્વનિયુત[4] પવનથી, ઉપર ફરકે લ્હેકંતો;
તે તંબુ નૃપતણો, તેની બે તરફ નિરખતાં;
મિસલબંધ તંબુઓ, પાર પામું નહિં લખતાં;
ભાયાત મુત્સદ્દીની મિસલ, નૃપના જમણા કરભણી;
દીઠી ડાબી લશકરી વર્ગની, શોભા તે શું કહું ઘણી.૧૪૮

રાજ્યનીતિનો ગ્રંથ, ભણ્યાવિણ ભાન કરાવે;
આ પડાવ અવિલોકી, બ્યૂહરચના[5] ચિત આવે;
ધરી કર આયુધ ધીર, નૃપતણા તંબુ ફરતા;
રહ્યા ઘણા રખવાળ, વીરરસ વાણી ઉચરતા;

---

૧ ન વારી શકાય એવા. ૨ શ્રેષ્ઠ. ૩ કચ્છના મહારાજાધિરાજ આશાપુરા માતાના માનને અર્થે ભગવા રંગનો તંબુ વાપરે છે. ૪ શબ્દાયમાન. ૫ લશકરી ગોઠવણ.

છાવણિ તે ઘણી વિસ્તારમાં, જાણે રાતની રાતમાં,
રચિ ગયો વિશ્વકર્મા[1] વડો, ભવ્યનગર[2] ભુલિભાતમાં. ૧૪૯
નૃપના તંબુની પૂઠ, શોભિતી રચી હયશાળા;[3]
હણહણાટ હય કરે, રાઉટીમાં રઢિયાળા;
રથ સિગરામો વેલ, સમીપમાં અંતર થોડે;
બળાહદ્દ એવા બળદ, બાંધિયા રાશ અછોડે;
અસગાર ઊંટિયાંની અધિક, ગાડાંની ભીડ પણ ઘણી;
સહુ વર્ગબંધ રચના સરસ, સ્વારીમાં સોહામણી. ૧૫૦
સ્વસ્થ થયા પછી સંઘ,[4] કામ ચાલે કોઠારે;
સીધાં લેવા ઉભા, જનો રાઉટિને દ્વારે;
ઝડપ કરે પણ કશી, કરે નહિં ભુલ કોઠારી;[5]
અકળાય ન ઊરમાં, વાણિયો તે વેપારી;
કાંકરિનું[6] કોઈ કહે તદા, હાથ દેઈ કાને હસે;
ભુલ સુણતાં શ્રોતૃ બધિરપણું,[7] બતાવતો આઘો ખસે. ૧૫૧
આવ્યું જોઈ ઓચિંતું, બહુ બેરાપણું બળમાં;
ચઢે હાસ્યભરી ચીડ,[8] વદે જન વાણી વળમાં;
કશું ગણે ન કોઠારી, ધ્યાન ધંધે નહિ મંદ;[9]
સૌનું મન સાચવે, યથા માતા શિશુવૃંદ;
સામગ્રિ સર્વ સગવડ ભરી, સુખી નોકર નૃપસાથમાં;
ઘરના સુખ કરતાં પણ અધિક, ભોગવતા ભલિભાતમાં. ૧૫૨
દૂધ લાકડાં ઘાસ, પ્રજા દે પ્રતિમેલાણે;[10]
લે એટલું નૃપ તેય, પ્રીતિથી પણ ન પરાણે;

૧ દેવોનો શીલ્પશાસ્ત્રી. ૨ ગંભીર દેખાવે શોભીતુ. ૩ ઘોડાઓને બાંધવાની જગ્યા. ૪ તરત. ૫ કોઠારાંનો ઉપરી. ૬ અનાજ અથવા મસાલામાં કાંકરી આવે તેનું. ૭ કાનનું બેરાપણું. ૮ ગુસ્સો. ૯ ધીમું. ૧૦ મુકામ-પડાવ.

પડાવ ફરતિ પડેલી, ચોકિયો ઠામે ઠામે;
પ્રવેશ કરવા લેશ, અજાણ્યો નર નવ પામે;
પ્રતિ મેલાણે[1] એવી રીતે, સગવડ સુખ શોભા ભરી;
કર્યું વર્ણન કાંક યથામતિ,[2] ગ્રંથ વધ્યાનો ભય ધરી. ૧૫૩
પ્હોર રહી પાછલી, ચાંદની રાત વિભાતી;[3]
સજગ[4] થયા સહુ કોય, સ્વારિના લોક સુભાંતી;[5]
ચઢિ ચઢિ વાહન ચટ્ટ, પ્રેમભર પંથે પડિયા;
શકટ વેલ સિગરામ, કોઈ ઉંટ અશ્વે ચડિયા;
અલગાર સહુની આધે સુધી, સ્નેહ ઘણાથી સંચરે;
ગાતા જીવનદાતા તણા, ગુણ મુખથી મધુર સ્વરે. ૧૫૪
પંથે પ્રતિગામની, પ્રજા સહુ પ્રેમ ઘણેરે;
જોતી બેઠી નૃપતણી, વાટ વરસાદની પેરે;
વિનયપ્રશ્ન તે પુછે, સ્વારિના જનને સારા;
"નેત્રપંથી નૃપ કદા, થશે અહિં આવી અમારા,"
"ઘણિવાર" સુણે પણ ઘરભણી, કરે ન મન કામે જવા;
ગણતી ન દુઃખ ભુખ તરસનું, દર્શનીય[6] નૃપ દેખવા. ૧૫૫
પોઢી ઉઠી પ્રભાત, દંતધાવન[7] કરી સ્નાન;
ભોજન કરી ભલિભાત, નૃપતિએ કર્યું પ્રયાણ,
વેદાંતિજનો તણું, બ્રહ્મમય મન જયમ ભાસે;
પ્રજાનું નૃપમય તેમ, નૃપતિ ક્યારે નિરખાશે?
કરતા કૃતાર્થ નૃપ તેમને, પ્રેમાશિષ બહુ પામતા;
અતિ ધન્યભાગી આગે વધે, પ્રજાપેખી રાજી થતા. ૧૫૬

૧ મુકામ-પડાવ. ૨ જેવી બુદ્ધિ તે પ્રમાણે. ૩ વિશેષે શોભતી. ૪ જાગૃત. ૫ સારીરીતે. ૬ દર્શન કરવા યોગ્ય-જોવાયોગ્ય. ૭ દાંત ધોવાનું કામ તે-દાતણ કરવું.

વાગડતણા પ્રદેશ, વિષે થઇ નૃપ વિચરે છે;
રસાળ પૃથ્વિ વિલોકિ, હૃદય આનંદ ભરે છે;
ખૂબ મચ્યા ખેડુતો, ખેતિમાં રાખી ખાંત;
જોવા નૃપ જેટલીય, પ્રાપ્ત નવ થાય નિરાંત;
કયમ જોવું પાલવે જુગતિથી, "ઓ કયારે કુટિ ચાલિયો;"
ખાંધે ધરી ખાસો પાવડો, જતો નાસતો ન્યાળિયો. ૧૫૭
વાગડ વડું વિખ્યાત, માળવો મગ બાજરીનો;
શોભે જયમ સ્વારિમાં, વાવટો વિમળ જરીનો;
તે પ્રદેશમાં થઇ, સ્વારિ વિચરે સુખકારી;
નૃપ રચના નવી ન્યાળિ, ભરે મનમાં ખુશી ભારી;
સિત્તેર મૈલ શીકારપુર, ભુજથી દૂર બીજે દિને;
મહિપાળે કર્યું મેલાણ ત્યાં, અતી વેગમાં આવિને. ૧૫૮
ભોગવિ ત્યાં જામની, ભલા સુખમાંહે ભૂપે;
નીકળ્યા નમતે પ્હોર, બીજે દિન હર્ષ અમૂપે;
ભર્યું જળે ભરપૂર, માળિયાનું[1] રણ માટે;
વળી સ્વારિ વળ દેઇ, વહી વેણાસર વાટે;
આવ્યું ગાઊં ચાર ગયા પછી, રણ ત્યાં રેતિ અમાપનું;
દીઠું ખુશી ભર્યું દિલ ઊંટનું, પ્રવાસીતન પરિતાપનું. ૧૫૯
શીત હવાનો અમલ, ઊતર્યો ત્યાંથી અરેરે;
શીતોપચાર કશાથી, સુખ નવ થાય શરીરે;
સરસ્વતિ[2] બનાસનું,[3] ખીચે દર નદીના ગણનું;
વિષજવાળા તેની શું, તપાવે તન પ્રતિજનનું;[4]

---

૧ એ નામના ગામની પાસેના રણને માળિયાનું રણ કહે છે. ૨ એ નામની નદી. ૩ એ નામની નદી–એ બને નદીઓ સિદ્ધપુર વગેરેના પ્રદેશમાંથી વહેતી આવી કચ્છના રણમાં ગુપ્ત થઇ જાય છે. ૪ દરેક માણસનું.

પણ તે વિષ[1] કલિમલહારી[2] અતિ, આ ઋતુમાં જનપ્રિય ઘણું;
તવ કીર્ણ પ્રચંડથી રેતી તપિ, કરે દાહ ખરૂં તે ગણું. ૧૯૦
અટ્ટહાસ[3] કરી અનીલ, ક્રોધજળ સાગરનાને;
ઉભે રણે વિસ્તાર, પમાડે કેમ પરાણે;
લવણતણા[4] થર લલિત, શ્વેત[5] રણતીરે[6] નિહાળી;
તે ધસડાવા તણી, તનથી ચિંતા કયમ ટાળી;
સુણિ કહે પવન પરમાર્થ એ, સરકારને ન પાલવે;
કરવી શી નકામી[7] ઉદારતા, ઘણું મોંઘું કર ઘાલવે. ૧૯૧
અહિંના[8] ખપથી અધિક, થઈ દાતાર શું કરવું?
માટે વધુ નિજ માલ, ઘસડિને[9] નિજ ઘર ભરવું.
પરમ બંધુ પ્રીત્યર્થ, સહાયક હું સાગરને,
હું કરતો નથી હાસ્ય, સત્ય કહું તે મન ધરને;
સાગર સહાય શીતળ છતાં, તું કયમ તપ્ત દીસે તદા;
સુણી વદે પવન સાંભળ કવી, કહીશ ન કોઈને કદા. ૧૯૨
એક હાથ[10] જયમ કરી, ઉદધિની[11] ઉદારતાને,
તરૂવરની[12] પણ તેમ, આપ સ્વાર્થે[13] અભિમાને;

---

૧ નદીનું પાણી. ૨ પાપને હરનાર. ૩ અહીંથી પવન પ્રત્યોક્તિ જાણવી. ઉનાંળામાં કચ્છનું રણ પવનના જોરથી વધેલા દરિયાના મોજાએ કરી ભરાય છે. ૪ મીઠાના. ૫ ધોળા. ૬ રણના કાંઠાપર. ૭ પ્રથમ કચ્છમાં નીપજતું મીઠું દેશાવરોમાં જતું તે હમણા જઈ શકતું નથી, તેથી નકામી એટલે કામવિનાની. ૮ આ કચ્છ દેશના. ૯ તાણી લઇને–દરિયાના મોજાથી કાંઠાઉપર બાઝેલા મીઠાના થર પાછા દરિયામાં તણાઇ જાય છે. ૧૦ એકજ જણ જેનો વેપાર કરી શકે, બીજો કરે તો તેને શિક્ષા થાય એવો ધંધો એકહાથ કહેવાય. ૧૧ સમુદ્રની. ૧૨ ઝાડની ઉદારતા–જેવી કે તાડી, મહુડાં વગેરેની. ૧૩ પોતાની મતલબને સારૂં.

ખુલ્લિ હવા છે ખચિત, વિશ્વનો પ્રાણ વડેરો;
સરખી જરૂર સર્વને,[1] રંક કાં રાય રૂડેરો;
તે જાણી કુશાગ્ર કો કૌંસિલર,[2] ઝટપટ ઘડિ કાઢી સહી;
કૌંસિલમાં બીલ[3] રખે ધરે, "ખુલ્લિ હવાનો કર" કહી. ૧૯૩
એ ચિંતા ઉર અધિક, બીજો ઊનાળો બેઠો;
ત્રીજું રણ રેતીનું, ચોથું રવિ ઉતર્યો હેઠો;
આટલી ચિંતા છતાં, જોઉં છું એજ નવાઈ;
સુખ દુખના સરખા ન, દિવસ જાતા કવિ ભાઈ;
તજ ચિંતા પવન તું પ્રથમની, લાર્ડરિપન[4] લાયક ગણી;
અન્યનો ઉપાય ન આ સમે, નર્મા વિમળ વાણી ભણી. ૧૯૪
શ્રમબિંદુ[5] શરીરનાં, મંદ ઘનબુંદ પ્રમાણે;
જયમ જયમ પંથ કપાય, વૃષ્ટિ ઝડી સમ થઇ જાણે;
એ દુખમાં આનંદ, ઝાંઝવાનાં જળ જોઈ;
દીઠાં દોડતાં ઘણાં, તૃષાતુર મૃગ મન મોહી;
જયમ મિથ્યાસુખ સંસારનાં, સત્ય ગણી પામર નરો;
દાખવે દોટ માયાર્થે તે, કપિવત્[6] ચેષ્ટા[7] કાં કરો! ૧૯૫
આવ્યા જવ રણ મધ્ય, ઘોર સંગ્રામ ઘણેરો;
દીઠો[8] થતો દ્રષ્ટિએ, સૂર્ય શિતરશ્મિ કેરો;

૧ તમામને-જેમ મીઠાની જરૂર ગરીબ અને પૈસાવાળાને સરખી છે તેમ ખુલી હવાની જરૂર પણ તમામને સરખી છે એમ જાણી. ૨ ધારાસભાનો મેમ્બર. ૩ નવા કાયદાસારૂ જે ખરડો તૈયાર કરેલો તે. ૪ હાલના આર્યાવર્તના નામદાર દયાળુ વાઇસરાય. ૫ પરસેવાનાં ટીપાં. ૬ વાનરની જેમ. ૭ ચાળા. ૮ જોયો-રણની મધ્યભાગે રહી જોતાં પૂર્વ પશ્ચિમ-દિશાઓનો અંત જોવામાં આવે છે.

પૂર્વદિશા મોરચે, પલક પાછો હઠિ ધસિયો;
જય મેળવી રવિઉપર, અભ્રભોમે[1] શશિ[2] વસિયો;
ઘાયલ થઈ રવિ શોણિત[3] ભર્યો, અલોપ આથમણો થતો;
પછી ચાર પ્હોર પડી ખાટલે, મલમપટો બંધાવતો. ૧૬૬

સ્વારીતણા જન સારૂ, શીત જળની બહુ પ્રીતે;
ભરી કોરાં માટલાં, કરી સગવડ શુભ રીતે;
ભીંજાવી ગોદડાં, લપેટયાં ગોળા ફરતાં;
દૂર મેલે રણમાંય, પાણિની ચોકી નિરખતાં;
જન પિયે તૃષાતુર હોય તે, ધપવા આગળ ધ્યાન છે;
એ ગાઉ સાત દુસ્તર[4] ઘણા, સાત સમુદ્ર સમાન છે. ૧૬૭

ચતુર્દિશાના અંત, તંગ[5] જાણે રજ્જુપાશે;[6]
ગોળ ઘુમટ આકાશ, તંગ સરખો તે ભાસે;
વિજનપ્રદેશ[7] વિશેષ, તેથી દિગ્ગંત[8] ઉદાસી;
એકલ જન તો આપ, ડરે રણમાંહે ત્રાસી;
આવે ઉરમાં ઘણી કલ્પના, ગ્રંથ વધ્યાનો ભય મને;
સંકેલું જેમ ખેલાડી લે, ખેંચી ચઢેલ પતંગને. ૧૬૮

ઉતરી રણ યત્નથી, તીરપર આવ્યા ત્યારે;
શમી ગઈ ગરમી સર્વ, વૃક્ષના પવનપ્રહારે;
ત્રણ માઈલપર ત્યાંથી, ગામ વેણાસર આવ્યું;
રચનાયુત જ્યાં ત્રીજું, ઠીક મેલાણ ઠરાવ્યું;
મોરબિવાળા મહિપાળ જે, ભુંજધણીના ભાયાત છે;
એમની હદનું એ ગામ શુભ, વેણાસર વિખ્યાત છે. ૧૬૯

૧ આકાશરૂપી જમીન. ૨ ચંદ્ર. ૩ લોહી. ૪ દુઃખે કરીને તરી શકાય-પાર જવાય. ૫ બંધએસતું-સખ્ત. ૬ દોરડાના બંધનથી. ૭ માણસવિનાનો-ઉજડ. ૮ દિશાઓના અંત.

સ્વાગત કરવા સારૂં, મોરબીતણા મહીપે;
કામદાર મોકલ્યા, સુમતિ ભુજભૂપ સમીપે;
સ્વાગત સ્વીકારવા, કરી વિનતી કરજોડી;
ભલે કહ્યું ભુજનાથ, પ્રીત જાણીને પ્રૌઢી;
કરી સરસ પરોણાગત સુણી, વિવિધ પ્રકારે તેમણે;
સહુનાં મન બહુ સંતોષિયાં, પૂર્ણ બતાવી પ્રેમને. १७०
મચ્છૂ[1]કાંઠો મૂકી, સ્વારી સાગર દિન બીજે;
ઉમંગભર ઊલટ્યો, જોઈ જેને જન રીઝે;
વિશ્વ બધે વિખ્યાત, શક્તિસુત ઝાલા શૂરા;
દીઠો તેમનો દેશ, જેહ પરહિતમાં પૂરા;
ધરણીપતિ ધ્રાંગધ્રાતણા, માતુલ ભુજમહિપાલના;
મોસાળભૂમિ ભાણેજને, પ્રિય એટલી કે પાર ના. १७१
મામાનો શુભ મુલક, નિરખી નૃપતી બહુ નેહે;
કર્યું ચોથું મેલાણ, પ્રફુલ્લિત થાતા દેહે;
વાંટાવદર[2] વિશેષ, શોભી ઉઠયું છાવણિએ;
મામાના તરફની, સરભરા પણ થઈ ઘણિએ;
નિશિ જોગવિને ત્યાં નરપતી, આગે વધ્યા વિનોદથી;
દિન બીજે સરા ગામે સરસ, કર્યું મેલાણ સકોડથી. १७२
સરાગામ સાયલા, તણા ઠાકોરનું સારૂં;
આવ્યા ત્યાં નૃપ આપ, સ્વાગતા કરવા સારૂ;
તન મન ધન જયમ શિષ્ય, સ્વામિને ચરણ ધરીને;
ગણે હું ધન્ય કૃતાર્થ, સેવના શુદ્ધ કરીને;

---

१ મચ્છુનામની નદીના કાંઠાપરનો પ્રદેશ—એ નદી પણ માળીયાગામની પાસે કચ્છના રણને મળે છે. २ એ નામનું ધ્રાંગધ્રાના દરબારનું ગામ છે.

એથી પણ ભાવ અધિક ધરી, ભુજપતિ ઊપર તે સમે;
સ્વાગતા સાયલાના નૃપે, ઘણી કરી તે મન ગમે. ૧૭૩
જયમ જયમ આગળ વધે, સ્વારી સાગર શોભાએ;
ત્યમ ત્યમ હર્ષતરંગ, નવનવા બહુ નિરમાએ;
સરાથી સંચરી સ્વારી, અટકી ખેડુમાં[1] આવી;
છઠ્ઠા મેલાણની, ભૂમિ તે નૃપ ઉર ભાવી;
વિખ્યાત ગામ વઢવાણના, દાજીરાજ દરબારનું;
વઢવાણ કેમ્પથી ગામને, છેટું મૈલ છે બારનું. ૧૭૪
રાત એક ત્યાં રહી, બીજે દિન કર્યું પ્રયાણ;
વિમળ થયું વઢવાણ, નૃપનું સાતમું મેલાણ;
એમ નિપુણ નરેશ, નિરખતા નવિ રચનાઓ;
ગામ નગર પુર શ્હેર, ઉલંઘી રણ સરિતાઓ;
નિજ રાજ્યધાનીથી નીકળી, દિન સાતમે સપ્રેમથી;
વઢવાણ પધાર્યા વેગથી, ક્ષમાભુવન નૃપ ક્ષેમથી. ૧૭૫
પુરથી દૂર[2] પ્રખ્યાત, "કેમ્પ વઢવાણ" કહે છે;
જ્યાં ઝાલાવાડના, ઉપરી અધિકારી[3] રહે છે;
ઝાલા નૃપના જ્યહાં, ઉતારા સુઘડ અતીશે;
એક એકથી સરસ, શોભિતા સાદા દીસે;
બહુ શોભા સરસ બજારની, રસ્તા અતિ વિસ્તારના;
તરૂઘટા ઉભયગમ સડકની, પામું લખતાં પાર ના. ૧૭૬
સમર્થ સાક્ષીરૂપ, પુરાતન[4] કાળની પેખો;
ભોગાવો[5] ભાગળે, વાહિની પુનિતા[6] લેખો;

---

૧ એ નામનું વઢવાણ દરબારના તાબાનું ગામ છે. ૨ વેગળુ-વઢવાણ શહેરથી બે મૈલને આશરે કેમ્પ દૂર છે. ૩ આસિસ્ટંટ પોલીટિકલ. ૪. ઘણા અગલવારાની. ૫ એ નામની નદી. ૬ પવિત્રા.

સતિ રાણકદેવીને,[1] ચિતામાં બળતી કાયે;
નિરખી ઉપેક્ષાસહિત,[2] જેણિએ શાન્તપણાએ;

૧ જુનાગઢના રાઓની સ્ત્રી. સિંધના પાવર ધરતીના શેરપાવર નામના રાજાની કુંવરી. એમનો જન્મ મુળ નક્ષત્રમાં થવાથી જોશીઓના કહેવા પ્રમાણે કાંઇ વિઘ્ન થશે એમ જાણી રાજાએ વનમાં મોકલાવી હતી; હડમતિયા કુંભારને હાથ ચઢી તેણે ઉછેરી મોટી કરી. તે એટલી બધી રૂપાળી હતી કે કચ્છના લાખા ફુલાણીએ એની માગણી કરી. તેને ના ન કહેવાય એ કારણથી તે કુંભાર ત્યાંથી નાશી રાણકદેવીને લઇ સોરઠમાં મજેવડી ગામમાં રહેવા આવ્યો. એ ગામ જુનાગઢના રાઓનું હતું. જુનાગઢનો રાજા, એ રાણકદેવી સાથે પરણ્યો. સિદ્ધરાજે પ્રથમ એ કન્યાનું માગુ કર્યું હતું અને પરણવાની તૈયારીમાં હતો એવામાં જુનાગઢનો રાઓ તેને પરણી ગયો એ કારણથી અને સિદ્ધરાજ માળવે ગયો ત્યારે જુનાગઢના રાજાએ તેની રાજધાની પાટણનો પૂર્વભણીનો દરવાજો તોડયો હતો એ વેરના કારણથી સિદ્ધરાજે જુનાગઢના રાજા ઉપર ચઢાઇ કરી હતી. બાર વરસ સુધી લડીને જુનાગઢના રાજાને માર્યો. એ બાર વરસની અંદર રાણકદેવીને બે પુત્ર થયા હતા. રાજાને મારી સિદ્ધરાજે રાણકદેવીને મેહેલ જઇ તેના બે કુંવરો જેઓ ભયથી દેવીની સોડમાં સંતાતા હતા તેમને એંચી લઇ મારી નાંખ્યા; અને રાણકદેવીને લઇ ચાલ્યો. સતી રાણકદેવી એને કોઇ રીતે વશ થઇ નહીં અને છેવટ વઢવાણ આવી ભોગાવા નદીને તીરે ચિતા ખડકી બળી મુઇ. સિદ્ધરાજે તે ઠેકાણે દેરૂં ચણાવ્યું જે અદ્યાપિ પણ છે. આગળ ભોગાવા નદીની તીરપર હશે, હમણાં કિલ્લાની અંદર એ દેરૂં આવ્યું છે. આ વિષેની સવિસ્તર બીના રાસમાળાના બીજા ભાગમાં છે તે જેમણે ન વાંચી હોય તેમને વાંચવાની હું ભળામણ કરૂં છું.

૨ બે કાળજીથી–તમા વગર.

મુજકરતાં મહિમામાં ઘણી, કેમ વધી સુકૃતે સતી;
બળતીને બ્હાર ન કાઢી શું, એવી અસૂયા ધરી અતી. ૧૭૭
"સ્ત્રીનાં કોમળ હૃદય", સત્ય કથનાર સુકવિયો;
એ નિર્ણય ભાગતી, જુઓ જડ ઝાઝી નદીઓ,
રે નદિ મંદ નિહાળ, સેતુ તુજ શિર પગ દેવા;
આ જઈએ જો અમે, સતીના પદ શિર લેવા;
મહિમા પ્રવાહ જેનો પરમ, નિષ્કલંક નિશદિન વહે;
અવરોધી ન થાયે કાળ પણ, ચતુરજનો જેને ચહે. ૧૭૮
હશે જાણ્યું તેં એમ, સતીમહિમા તન સાથે;
લય થાશે લાકડે, ભલી કરી ગુજર્જરનાથે;
માત્ર જાત પછી મ્હારી, વિશ્વપાવન મહિમાનું;
બિર્દ પામશે વહું, સુખદ સત્કીર્તિ સીમાનું;
પણ પેખ તુજ શિરે પગ દઈ, સતિચરણાશ્રય સૌ કરે;
મહિમા અખંડ સૌભાગ્યની, સતિમાનો જગ વિસ્તરે. ૧૭૯
આગલી વાત ઉખેળી[1], કવિ શું કુતર્ક[2] કરેછે; ?
પરિતાપી મમ પ્રાણ, વચનબાણે શું હરેછે; ?
અરે પણે અતિ મોટી હતી સતિની મઢી[3] પાળે;
ઉપર બેઠી હતી આપ, કંકુની આડ[4] કપાળે;
મુખ, "હાપતિ, હાપ્રિય, હાપ્રભુ, હા મમપ્રાણ" હશે કયહાં?
નથિ વાર હવે હું નિમિષમાં[5], આવી મળું છું હશે જયહાં. ૧૮૦

૧. બંધથએલને પાછું ફેરવવું. ૨ નઠારા વિચાર–કલ્પના. ૩ ઝુંપડી–સતીને બેસવા માટે ચિતા ઉપર ઝુંપડીના આકારની કરેછે તે. ૪ કપાળમાં આડું તિલક કરેછે તે–પિયળ. ૫ આંખ વીચી ઉઘાડતાં જેટલો સમય થાય તેટલી વારમાં–થોડા વખતમાં

અદાપ[1] તેના અતિ, પતિથી છેટું પડયાના;
સુણી હું ગઇ સમાઇ, રેતી રણમાં કરૂણાના;
સતિ ઉરનાં આંસુએ, પૂર્ણ થઇ પછી પ્રવાહે;
એ જળ તો ઊલટું, દેખતાં જગને દાહે;
નિરૂપાયે[2] કઠણ નજર કરી, બળતિ જોઇ મેં બાપડી;
ધિક નામ અમારૂં તરંગિણી[3],વધી ઓલવી નચિતા વડી ૧૮૧
સાયુધ[4] અહિં સિધરાજ, સતી સન્મુખ ઊભેલો;
જેનિ આણ જળધીય[5], કદી લોપી ન શકેલો;
નારીજાત હું નદી, ઝાઝુ કરતાં રીશ લાવી,
બાંધી લે બળ કરી, પલકમાં જીવન[6] હઠાવી;
પરમાર્થે જીવન જતાંય પણ, સ્હાય કરૂં તન રાખવા;
ચિંતારૂપ ચિતાવિષે સદા, યોગ્ય ન ધારી નાંખવા. ૧૮૨;
બાર વરસસુધી બળે, વડા સિધરાજથી વઢિયા;
આપ નજર આગળે, પ્રાણપતિ[7] રણમાં પડિયા;
સુત[8] લપાય[9] સોડમાં,[10] ખેંચી લઇ ખડગે તેને;
માર્યા મા દેખતાં, જરા મન દયા ન જેને;

---

૧ કરૂણા ઉપજાવે એવા નિસાસા નાખી વિલાપ કરવો તે. ૨ ઉપાય વિના. ૩ મોજા જેમાં વિશેષ થાયછે એવી નદી ૪ હથિયાર સહિત. ૫ સમુદ્ર પણ. ૬ પ્રાણ રાખી રેવું તે-પાણી. ૭ સતિ રાણકદેવીનો સ્વામી-જુનાગઢનો રાજા. ૮ જુનાગઢનારાજાને મારી સિદ્ધરાજ રાણકદેવીને મ્હેલ આવ્યો ત્યાં રાણકદેવી પોતાના બે કુંવરો સહિત બેઠી હતી; સિદ્ધરાજને લોહીથી નીગળતી તરવારે ક્રોધ ભર્યો આવતો જોઇ તે બે કુંવરો પોતાની માના પડખામાં સંતાઇ ગયા તેમને ખેંચી કાઢી સિદ્ધરાજે રાણકદેવીની નજર આગળજ કાપી નાંખ્યા. ૯ સંતાય. ૧૦ પડખામાં.

એવી દુઃખણી ધણી શા સુખે, જીવવાને જગમાં ચહે;
કદિ જીવે તોય જીવનમૃતા,[1] દયા આણી દુનિયાં કહે. ૧૮૩
આગ પ્રગટી ઓચિંતિ, જ્વાળ ગગને અડિ જોતાં;
નાંખ્યું વસ્ત્ર સતિ ઉપર, સિદ્ધરાજે બળ સોતાં;
આપ્યું પાછું ઓણિયે, ચિતા બળતી માંહેથી;
ક્ષમા માગતો ઉભો, પુરપતિ સતિ પાસેથી;
રે ભૂપ ભયંકર તુજતણો, વિષય વૃત્તિના ખેલનો;
પડદો આખરનો આ પડે, સતીલાભ નહીં સ્હેલનો. ૧૮૪
તુજ મનોર્થે[2] પતિસહિત, કરે સહગમન[3] સતી જો;
હવે ધરાયો હઈશ, આપ દુષ્કૃત્ય[4] અતી જો;
તુજ કપાળમાં તિલક, કરી અપયશનું કાળું;
પવિત્ર અગ્નિ પ્રવેશ, કરી કાયા હું બાળું;
મેં તો તુજને કરી છે ક્ષમા, સૃષ્ટા પણ કયમ સાંખશે;
બોલતાં બોલતાં બળી ગઈ, પ્રાણપ્રિયોત્તમ જ્યાં હશે. ૧૮૫
બાપે તજિ[5] બાપડી, મૂકિ મમતા માતાએ;
કુલાલ[6] ઘર ઊછરી, સુંદરી સુખશાતાએ;

૧ જીવતી મરેલી. ૨ ઇચ્છા-એટલે કે તારી મને પ્રાપ્ત કરવાની જે ઇચ્છા તે સહિત અને મારા પતિસહિત. ૩ પતિ મરી જવાથી તેની સ્ત્રીએ તેની સાથે બળી મરવું તે-સતિ થવું. ૪ નઠારાં કામ. ૫ મૂકી દીધી. મૂળ નક્ષત્રમાં એ રાણકદેવીનો જન્મ થયો હતો તેથી જોશીના કહેવાથી અનિષ્ટ થશે એમ જાણી એ સતિના રાજપિતાએ એને વનમાં મોકલાવી દીધી હતી. ૬ કુંભાર-સતી રાણકદેવી કુંભારને વગડામાંથી જડી હતી ત્યાંથી લાવી તેણે પોતાની સ્ત્રીને આપી હતી તેણીએ બહુ યત્નથી ઉછેરી હતી.

આપ નજર આગળે, રેંસિયા[૧] પતિ સુત રેરે;
જન્મ દુઃખી જીવની, શોચના જાય શી પેરે;
બળી આપ એવી ભરી બળતરા, જે ન પાવકે[૨] પરજળે[૩];
હું સ્તબ્ધ બની તે તક અરે, બહુ અંતર મારૂં બળે. ૧૮૬
દુઃખમૂર્તિ દેવીને, હવે દઉ શાન્તિ હમેશ;
શીત પવન વીંઝણે[૪], કરે નહિ જેમ કલેશ;
સતિ દુભવી[૫] સિધરાજ, રાજમદ મદિરા પાને;
કુગાનુયાયી કરણ[૬], તેનું ફળ પામ્યો જાણે;
અપકીર્તિ રાજ્ય કુંવરી પ્રિયા, ચઢયાં મ્લેચ્છ કર જવ ધસી;
સિધરાજે જાણ્યું હશે તદા, સતિમહાત્મ્ય[૭] સ્વર્ગે વસી. ૧૮૭
આણી વાત આટલે, જોહ સુંદરતા સાર;
હશે તેહ અપ્રતિમ[૮], વિવેકે વાત વિચારૂં;
રૂપ કરતાં પણ રૂડું, પતિવ્રત તીવ્ર સતીનું;
વખાણ પાત્ર વિશેષ, નારીભૂષણ સુમતીનું;
દુખમૂર્તિ દેવિ તુજ ચરણમાં, આંસુ પુષ્પ અરપી હવે;
ભોગાવામાં કરી સ્નાન હું, માગું રજા મોડું થવે. ૧૮૮

---

૧ ક્રૂરપણે કાપી નાંખ્યા. ૨ અગ્નિમાં. ૩ બળે. ૪ શીતળ વાયુના પંખાએકરીને અર્થાત્ ભોગાવા નદીમાં અને પવનનું આવવું થાય છે તેથી રાણકદેવીના દેરાપાસે ઘણો શીતળ પવન આવે છે. ૫ મનને ખેદ પમાડ્યો. ૬ કરણ વાઘેલો-અલાઉદ્દીન ખુનીએ જેનું રાજ્ય લઈ લીધું તે. અતિ રૂપવંતી કોલાદેવી તેની રાણી અને દેવળદેવી તેની પુત્રી તેમને પણ અલાઉદ્દીનના સરદારો પકડી ગયા હતા. કોલાદેવીને અલાઉદ્દીને બેગમ કરી અને દેવળદેવીને શાહજાદા ખીજરખાંએ બેગમ કરી હતી. ૭ સતિનો મહિમા. ૮ જેના સરખું બીજું નહીં તે.

સ્વારી સાથે સરસ, રસાલો પરિમિત[1] રાખી;
તૈયારી કરી તુરત, અવનિપતિએ[2] અભિલાખી;
નવમી એપ્રીલ[3] દિને, અગ્નિરથમાંય બિરાજી;
વાધ્યા અતિવેગમાં, રૂડા નૃપ થાતા રાજી;
અવિલોકી વ્યવસ્થા અવ નવી, રૂડી રેલવે મુકામની;
ન પમાય પાર વર્ણન કર્યે, રચના સુખ વિશ્રામની. ૧૮૯

સરસ સપાટ પ્રદેશ, નમ્ર તરૂ પુષ્પ ફળોએ;
નેત્ર શીતળ નિરધાર, પવનયોગે અતિ હોયે;
જાય ગાડી ઝડપમાં, પવન કાપતી પુર બળથી;
સહુને સુલભ પ્રવાસ, ચકિત જન અકળિત કળથી;
અવલોકનાર પણ રાતદિન, ચકિત થતા ચિત્તે ઘણું;
શું "સદા પ્રિય દર્શનીયા"[4] તણું, બિરૂદ પામી સોહામણું. ૧૯૦

ઝડપે જોતામાંય, પંથ કાપતી બળ પૂરે,
સુખદાયક થળ સમીપ, થાય જે હોયે દૂરે;
ઉલટ ભર્યો ઉદ્યોગ, જેમ સંપત્તિ સહુજે;
આણે મુખ આગળે, ઝડપથી દુર્લભ જેજે,
ઉભી રહે મુંકામે જેમ ગજ, માવત વશ મરિયાદમાં;
ચડઉતરની તવ જે ચપળતા, યોગ્ય રાખવા યાદમાં. ૧૯૧

વિનય વાતનો વડો, ઉંચે સાદે ન ઉચરવું;
ગડગડાટ[5] ગાડીનો, તજાવે તવ શું કરવું;?

---

૧ જોઇએ તેટલોજ. ૨ કચ્છના નામદાર મહારાજાધિરાજે. ૩ તા. ૯ મી એપ્રીલ સન ૧૮૮૨ ને રોજ. ૪ હમેશાં જોતાં પણ પ્રિય લાગે એવી. ૫ ગાડીનો ખોખાટ-ચાલતી આગગાડીમાં સાથીજોડે વાત કરવી હોય તો બહુ મોટેથી બોલવું જોઇએ.

ગાડી ઘણા ગામની, પાદરે થઈ પળાતી,
અલ્પ દૂર ગામની, નવિન રચના નિરખાતી;
રહિ ગાડીવિષે દેખાય છે, નિજ ઘરમાં નર જુવતી;
જોતાં ઘરકામ કર્યાં જતાં, ઉભય લાભ લેતાં અતી. ૧૯૨
સમીપ ચરત બળદ, ગાય ભેંસો ગુણકારી;
ભાગે ઝટ ભાંડકીને, ગાડી રવ સુણી ભયકારી;
થાકે તવ સ્થિર થઈ, પુચ્છ[1] ઉન્નત[2] કરી પેખે;
બચકારે ગોવાળ, લાવતાં પણ નવ લેખે;
વળિ નાસે તદા નિરાશ થઈ, ગોપ દિયે ગાળો મુખે;
એ દિલપસંદ દેખાવ અતિ, સ્નેહથી નિરખાયે સુખે. ૧૯૩
વિશાળ કૂપ વિલોકિ, થયો આનંદ અતીશે;
કાઢે જળ કોશિયા, દૂરથી રૂડા દીસે;
ચિક્કુક રવ[3] ચાકળો, વરત[4] વરતનુ[5] શોભે છે;
કાને ભરવી જનોઈ, વિપ્રચેષ્ટા[6] શું કરે છે; !
પાડે બુમં હેલાની પરમ, "આવ્યા રામ" કહે સ્થળે,
તરિલાવાળો તજી વરતને, વેગથકી પાછો વળે. ૧૯૪
ઉદાર સુજ્ઞ[7] ગભીર, ભૂપ ધનવંત ભલાની;
રીત ગ્રહી તેં રૂડી, કૂપ[8] પરમાર્થ કર્યાની,
સુગણવંત[9] સત્પાત્ર,[10] તેજ તુજપાસ પધારી;
ગ્રહે જીવન[11] ઘણી રીત, નિરંતર નિર્મળકારી;

---

૧ પૂછડાં. ૨ ઊંચાં. ૩ શબ્દ. ૪ દોરડું. ૫ સારા શરીરપર. ૬ બ્રાહ્મણની મશ્કરી. ૭ સારા નરસાની પરીક્ષા કરનાર. ૮ કુવો-કૂપ પ્રત્યોક્તિ છે. ૯ સારા ગુણવાળો અથવા સારા (મજબુત) દોરડાંવાળો. ૧૦ સારો લાયક અથવા સારૂં વાસણ એટલેકે ભાગેલું નહીં. ૧૧ આજીવિકા અથવા પાણી. આ છપાનો અર્થ રાજાને પણ લાગુ પડે છે અને કૂપને પણ લાગુ પડે છે.

સત્પાત્ર હોય પણ સગુણના, સગુણ હોય સત્પાત્ર ના;
તો તમ પાસથી તેને જીવન, મળે કદી તલ માત્ર ના. ૧૯૫

બીહામણું મુખ બહુ, સરસ[1] સ્વચ્છ[2] હૃદય તારૂં;
અતિ નીચ[3] પણ વ્યય[4] અતિ' કરી જનનાં મન ઠારૂં,
મુખ સુંદર પદ મોટું, હોય કાળજ ક્રુર કેવાં ?
ખળ લોકનાં ખચીત, દૈત્ય દારૂણના જેવાં;
તું રાત દિવસ પરમાર્થ કર, તે પ્રપંચ ઠગ પાપના;
તું રહો ચિરંજીવી તે મરો, મૂળ જે પર પરિતાપના. ૧૯૬

વીરમગામ મુકામ, મૂકી મહીપતિ વધી આગે;
જાય બહુ જોરમાં, પવનવેગે અનુરાગે;
સાબ્રમતીને તીર, ધામ ઉદ્યોગનું જાણે;
કારખાનું ગાડીનું, જતી જે રાજ્યસ્થાને;
શુભ સેતુ પરમ દૃઢપર રહી, ઉભય બાજુ અવલોકતાં;
નહીં વહનગતી સર્પાકૃતિ, નિરખાશે નવિ નોક ત્યાં. ૧૯૭

આવ્યું અમદાવાદ, નગર નોતમ રઢિયાળું;
વસ્યું બહુ વિસ્તારમાં, લક્ષ્મીની લીલાવાળું;
સંભાવિત[5] સજ્જનો, નગરના ઊભા આવી;
ભૂપની લેવા ભેટ, હૃદય પરમાદર લાવી;

૧ રસસહિત અથવા પાણીસહિત. ૨ ચોખ્ખું-નિર્મળ ૩ જમીનની નીચે છે માટે નીચો. ૪ ખરચ. ૫ આબરૂદાર-નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઈ, નગરશેઠ જેસંગભાઇ હઠીભાઇ, રા. બા. બેહેચરદાસ અંબાઇદાસ, રા. બા. ભોળાનાથ સારાભાઇ, રા. બા. મુકુંદરાય મણીરાય, રા. રા. રણછોડલાલ છોટાલાલ, રા. સા. મોતીલાલ લાલભાઇ, રા. સા. મહીપતરામ રૂપરામ વગેરે ગૃહસ્થો આવ્યા હતા. સરકાર તરફથી મી. ફરનાન્ડીઝ આવ્યા હતા.

ઋતુ ગ્રીષ્મ કંસભય[1] યદુપતિ, શ્રીપુર ગોકુળ આવિયા;
વિદ્યુતમુખ[2] સુણી જાણે ઉભા, વિવિધપૂજા સુર લાવિયા. ૧૯૮
અટકી ગાડી એટલે, જેવી ભીડ ઝાંખી સમાની;
તેવી ભીડ ભૂપની, ગાડી પાસે નિરખાણી;
આગે આવી ઉભા, નગરશેઠાદિક ભાવે;
પ્રિય પ્રધાન[3] દઈનામ, તેમનું નમન ઝિલાવે;
"વિશ્રામ કાજ વસુધાપતિ[4] પ્રેમથકી પગ ધારિએ",
કરી વિનતિ નગરશેઠાદિકે, સુણી તે નૃપ શુભકારિએ. ૧૯૯
સહિતબંધુ[5] ગુણસિંધુ, સ્વચ્છમતિ કચ્છ નરેશ;
રચનાયુત[6] ભુવનમાં, પધાર્યા પ્રેમ વિશેષ;
મળતી માનસરિતાથી, નમ્ર ગંભીર નિરખાતા;
દીપ્યા ઉત્તમાસને, માન પુરજનથી પમાતા;

---

૧. મથુરાના ઉગ્રસેન રાજાનો પુત્ર પોતાના કાકા દેવકની પુત્રી દેવકી જે વસુદેવ સાથે પરણી હતી તેના પુત્રથી પોતાનું મોત થશે એમ જાણી દેવકીને કારાગ્રહમાં નાખી અને ત્યાં એને જે જે પુત્ર થાય તેનો તરત વધ કરતો, તેથી દેવકીએ શ્રીકૃષ્ણનો જન્મ થતાંજ કંસના ભયથી તરતજ પોતાના પતિસાથે કૃષ્ણને ગુપ્તરીતે ગોકુળમાં મોકલી દીધા હતા. (શ્રીમદ્ભાગવત) ૨ વીજળી-અર્થાત્ તારથી ખબર જાણીને.-કંસના હાથમાંથી છટકી વીજળી આકાશમાં જઇ બોલી કે 'મને શું કામ મારે છે તારો વેરી તો (શ્રીકૃષ્ણ) પ્રગટ થઇ ચૂક્યો છે, એવી વીજળીની વાણી આકાશમાં રહેલા દેવો સાંભળી પૂજા લઇ ગોકુળમાં આવ્યા હતા. (શ્રીભાગવત.) ૩ રા. બા. મણીભાઇ. જસભાઇ વડોદરેથી અમદાવાદસુધી સામા આવ્યા હતા. ૪ રાજા. ૫ પોતાના ભાઇ કુમાર શ્રીકલુભા સાહેબ સહિત. ૬ રચના સહિતના.

સંભાષણ કરી સ્વગતતણું પુષ્પહાર પ્રફુલિતપણે;
આરોપ્યા[1] નૃપના ઉરવિશે, 'ભલે પધાર્યા' સહુ ભણે. ૨૦૦
ગુણાસક્ત[2] સજ્જનો, વદે નૃપ પાસ પ્રમોદે;
દિન થોડા પણ અહીં, કર્યો નહિ નિવાસ કોડે;
'વળતાં અહિયાં વસી, સમાગમ લાભ સરવનો,
મેળવીશ વળી સુખદ, આપના અતિ અનુભવનો;
આ અલ્પ સમાગમ પણ મને, નહિ વિસરે નિર્મળ જનો,
મુજમાટ મળ્યા અહિં તેથી હું,અતિ આભારી આપનો.'૨૦૧
વચનસુધાવૃષ્ટિએ, ભરી મનસર[3] સંતોખે,
આપ ઉદર તોષાર્થ, પધાર્યા નૃપ સ્થળ નોખે,
કરી ભોજન ભલિભાત, ભૂપ ફરી સૌને ભેટી;
બિરાજ્યા ગાડીમાં, સઘ વાગી સીસોટી;
ફુફવાટા કરતું ચાલિયું, ફાળ દેતું મુખ ફાડિને,
ઉપમા દઉ ઈજ્જન ગાડિને, કોઈ કલ્પના કાઢિને. ૨૦૨
પકડી પવનપુત્રને[4], પુચ્છ મમતા ઘણી જાણી,
વીટાળ્યાં ગોદડાં, રાવણે[5] અતિ રીશ આણી;
લાંબુ કરી લાંગૂલ,[6] કૌતુકી કપિ તે કાળે;
અગ્નિ પ્રગટ અવિલોકિ, હૂફ[7] કરી ચઢિયો ફાળે;
એ અંજની સુતવત આ દીસે, ઈજ્જન હુફહુફ ઉચરતું;
લાંગુલવત લંગર ગાડીનું, જોર ભેર ઠેકતું જતું. ૨૦૩

---

૧ નાંખ્યા–પેહેરાવ્યા. ૨ સારા ગુણોમાં પ્રીતિ રાખનારા. ૩ મનરૂપી સરોવર. ૪ હનુમાન–સીતાની શોધ કરવા ગયા ત્યારે ફળાહાર માટે અશોકવન ઉજ્જડ કરેલું તેથી રાવણે હનુમાનને પકડી મંગાવી લાંગૂલને ગોદડાં વીટાળી અગ્નિ સળગાવ્યો તેથી દાઝીને હનુમાને દોડાદોડ કરી મૂકી. (રામાયણ) ૫ લંકાનો રાજા. ૬ પૂચ્છ. ૭ વાનરાનો શબ્દ.

વાત્રક શેઢી વિમળ, મેહવાદિક જળવાળી;
સરિતા દઢ સેતુની, ઉલંઘતી આગે ચાલી;
ઘોર શબ્દ ગાડીનો, ઘોર રજની વળી મળીને;
શ્રુતિકઠોર ધ્વનિ થતો, ઊંઘ દૂર એ સાંભળીને;
નસકોરે ભેરી બજાવતો, ઊંઘણસી જનતો અહો;
જય મેળવિયો બે શબ્દપર, કોણ વડું ત્યારે કહો ! ૨૦૪
નગર આવ્યું નડિયાદ,[1] ચરોત્તર ભૂમિભામિનિના;
શિરગોફૂણા સમાન, શોભિતું શોકવિહીના;
લક્ષોપતિ લેઉઆ, ડાહિ મતિના દેશાઈ;
પંકાતા પરગણે, વિમળ કુળતણી વડાઈ;
ગુણ, સભ્ય, વિવેક, કૃતજ્ઞ, નય, જાણે જુજવાં તન ધરી;
ભડ પુત્ર ભાઉસાહેબના, વસે ત્યહાં વિગતે કરી. ૨૦૫
તે સજ્જનો તમામ, નેહ નૃપપર નિર્મળથી;
સન્માનની સામગ્રિ, ઉભા લઈને આગળથી;
કરી નમન કરજોડ, સુમનગ્રથિતા[2] ફુલમાળા;
સાનુજ ભુજનાથને, ઉરે આરોપી વિશાળા;
ફળ મેવાદિકથી સ્વાગતા, કરી વિનય વાણી કહી;
"અતિધન્ય આજ નરરાજને, નિરખ્યા નેત્ર ભરી અહીં" ૨૦૬
પ્રેમપ્રદર્શક પ્રિય, વચન રચનાવાળાંએ;
સહુને દીધ સંતોષ, કચ્છપતિએ શુભ ત્યાંહે;
ઘણણણ વાગ્યો ઘંટ, ગાડી ઉપડી ચીસ પાડી;
ઉલંઘતી જતી આપ, અધિક વેગથી અગાડી;

---

૧ નડીયાદ સ્ટેશનઉપર નામદાર મહારાજાધિરાજને માન આપવા માટે નડિયાદના પ્રખ્યાત દેશાઇ વિહારીદાસ અજુભાઇના પુત્રો આવ્યા હતા. ૨ ફુલથી ગુથાયેલી અથવા સારાં મનવડે ગુથાયેલી.

મહિમાસાગર મહિસાગરે,[1] પુલપર ધીમે પરવરી;
અટકી વડુ નગર વડોદરા,[2] નિરખાયું નેત્રો ભરી. ૨૦૭

બાગ શું અનુરાગનો, સદ્મ[3] પદ્માનું[4] સારૂં,
વિશેષ વિસ્તારમાં, ધામ શોભાનું ધારૂં;
જ્યાં શ્રીમંત શિયાજી, રાવ ગુર્જ્જરધણી રાજે;
મતિ વિશાળ મહિપાળ, શોભિતા મંત્રિસમાજે;

મતિમાન મંત્રિ મણિમાળમાં મેરરૂપ મહિપાળ તે;
શોભે સુખશોભાધામ અતિ, પ્રજાતણા પ્રતિપાળ તે. ૨૦૮

મતિનાગર[5] મણિભાઈ, સુગુણસાગર ગંભીર;
સર્વપ્રિય સર્વદા, ધામ ઉદ્યમનું ધીર;
હજી જેમને હમેશ, પ્રજા કચ્છની બહુ પ્યારે;
અમલ વખાણી આપ, નારી નર સૌ સંભારે;

શ્રીપુરથી[6] તે સાથે હતા, ઉતર્યા વિમળ વડોદરે;
આદર કરવા નૃપનો અતી, પ્રેમ હૃદય પ્રૌઢો ધરે. ૨૦૯

કાજી શાહાબુદ્દીન, ઉભા આવી આગળથી;
ભેટ લેઈ ભલિભાત, નેહ નૃપપર નિર્મળથી;
ફળ મેવા ફૂલહાર, કરી સાદર સન્માન;
બેય પ્રધાનો[7] બહુ, રાજી નૃપ જોઈ સુજાણ;

૧ મહીનદીને મહિસાગર કહે છે. ૨ વડોદરાના સ્ટેશનપર રા. બા. મણીભાઈ જસભાઈ તથા ખાનબહાદૂર કાજી શહાબુદ્દીન માન આપવા માટે પધાર્યા હતા. ૩ ઘર. ૪ લક્ષ્મીનું. ૫ ચતુર બુદ્ધિના. ૬ અમદાવાદથી. ૭ રા. બા. મણીભાઈ જસભાઈ પ્રથમ કચ્છમાં દિવાનની પદવીપર હતા, ખા. બા. કાજી શહાબુદ્દીન પણ મરહૂમ મહારાજાધિરાજ સર પ્રાગમલજીના સમયમાં દિવાનપદપર હતા.

પ્રીતિદર્શક વચને નૃપતિએ, બહુ સંતોષ બતાવિયો;
ત્યાંતો એકજણે તે સમે, ઘણણણ ઘંટ બજાવિયો. ૨૧૦
કાનમ કાચું સોનું, ઉલંઘતી જાતી આગે;
દીસે ન રાત્રી તેથી, આસપાસનું અનુરાગે;
ભવ્યનગર ભૃગુકચ્છ, પાથ વિસ્તાર પનાનો;
ઉલંઘિઓ હળવેથી, સેતુ રેવા સરિતાનો;
ન ગમે જયમ પાલવ નાંખવો, ત્રિયા તરંગિનિને[1] શિરે;
શરમાતી હોય તે સખી ભલે, ઢાંકે શિર તેનું ધીરે. ૨૧૧
નદી તેમ નર્મદા, સેતુરૂપ પાલવ શિરથી;
ખસેડતી દરવર્ષે, છેક છકી જોબન નીરથી;
તીર નાક વિંધી તરત, સેતુ નથડો સહુ દેખે;
પ્હેરાવ્યો પ્રીતમા, કોટિ અધનો[2] અણલેખે;
તો પણ વશ નહીં તરંગિણી[3], સભય રાખતી સર્વને;
તજ ટેવ તું એવી કુલાંગના,[4] ઘણા ત્યાગી નિજ ગર્વને. ૨૧૨
સુદૃઢ સેતુ શિર ધરી, પાય ગાડી પરવરતી;
સૂર્યપુત્રિ[5] શિર સેતુ, ધીમે ત્યાં પણ પગ ધરતી;
સુરત આંખીનું સુરત, આવ્યું રાત્રી ગઈ આધી;
વીશ મિનિટ વિશ્રામ, લેઈ વળી આગે વાધી;
શેરડી જયાં નિપજે સરસ બહુ, નૃપ સેવાવત[6] રસભરી;
નવસારી આવ્યું નગર તે, સ્વલ્પ અટકી વળી સંચરી. ૨૧૩

૧ મનના જુદા જુદા ફાંટાવાળી-વિચારવાળી. ૨ નર્મદાનો નવો પુલ બાંધતાં રેલવેકંપનીને પચાસ લાખનો ખરચ થયો છે. ૩ નદી. ૪ કુલવાનસ્ત્રી અથવા કાંઠાવાળી નદી. ૫ તાપી નદી. ૬ સેરડીમાં જેમ મૂળમાં રસ મીઠો પણ તે ઠેકાણે કઠણતા વિશેષ, મધ્યમાં રસ સારો કઠણતા મૂળ કરતાં થોડી, ટોચે કઠણતા બહુજ થોડી, રસ મોળો. રાજાની હજુરમાં નોકરી બહુ સખ્ત, લાભ વધારે. એમ સરખાવી લેવું.

અમલસાડ વલસાડ, પારડી દમણાદિકનો;
પ્રદેશ પરમ રસાળ, ડુંગરા દિવ્ય અધિકનો;
પુલ પૂર્ણાદિક તણા, ઘણા આવે પથ જાતાં;
વસાઈનો પુલ વડો, દંગ સહુ દેખી થાતાં;
દુરથી કિલ્લો દ્દઢ દીસતો, વસાઈનો રહી ગાડીમાં,
જળનિધિતરંગ ગઢરાંગને, ધુજાવતા ધુધવાટોમાં. ૨૧૪
મોહ સર્વ મન એમ, મોહમયિ[1] ક્યારે દીસે?
આતુરતા ઉર એક, બેસી થાક્યા બીજું અતિશે;
એમ એક પછી એક, મૂકી રમણિક મુકામો;
મોહપૂર્ણ મુંબઈ, પેખી અચરજ સહુ પામો;
પુરી આઠ પ્હોર ઉદ્યોગિની, સુહામણી સુંદરપણે;
નવું નિરખે તેતો છક થઈ, નાક[2] પાકરિપુપુર[3] ગણે. ૨૧૫
નૃપાગમન નિરધાર, દશમી એપ્રિલ દિન સુખથી;
આગળથી સુણી એમ, વધામણી વિદ્યુત મુખથી;
સન્માનની સામગ્રી, સઘ કીધી સરકારે,
મન્ટીથને[4] મોકલ્યા, બેન્ડ પલટણ દઈ પ્યારે;
શંકર સુત[5] પાન્ડુરંગના, પ્રસિદ્ધ પંડિત ધારવા;
જનરલ હ્યુએટ[6] હયરથ લઈ, આવ્યા ભૂપ ઉતારવા. ૨૧૬
પ્રજાતણા પ્રેમનો, જળધિ ઉલટેલો જોયો,
સમીપ શશિમુખ મહીપ, નિરખવા અતિશે મોહ્યો;
ઘણા સુઘડ ગાલિચા, પાથર્યા નૃપ પગ ધરવા;
ઉપર ઉત્તમાસનો, મૂકિયાં જન મન હરવા;

૧ મોહથી ભરપૂર અથવા મુંબઈ. ૨ સ્વર્ગ. ૩ પાક નામના દૈત્યને મારનાર ઇંદ્ર, તેનું પુર—ઇંદ્રનગર ૪ આસીસ્ટંટ સેક્રેટરી. ૫ ઓરીએન્ટલ ટ્રાંસલેટર. ૬ એ નામના.

શુભદિન મંગળપગરણસમો,[1] ગણિને મનમાં ગુણિજનો;
ઉત્તમ વસ્ત્રાભૂષણ ધરી, ઘેરો કરી ઉભા ઘણો. ૨૧૭

સમાય નહિં સ્ટેશને, એટલી ભીડ અતીશે;
ઉભા બહાર અપાર, દર્શનાતુર જન દીસે;
હયરથ હારોહાર, ભીડ કરી ઉભા ભારે;
નહિ પગ મેલ્યા માગ, લાગ જોતાંય લગારે;

અનિવાર્ય પ્રજાપ્રેમાંબુધિ[2], તરંગ કુતુહલ[3] તે સમે;
નૃપ સોળકળા શશિવદનને, ઘણો નિરખવો મન ગમે. ૨૧૮

ધીરે વિચરતો ધીર, અગ્નિરથ ઉભો આવી;
હર્ષનાદ હુરરેથી, ગગન મૂકિયું ગજાવી;
સંભાવિત શેઠિયા, આવિને ઉભા આગે;
નમન કરી નૃપતિને, ક્ષેમ પૂછે અનુરાગે;

ઉર હર્ષ માય નહિં નૃપતિને, પૂર્ણ પ્રેમ નિરખી પ્રજા;
પ્રીતિદર્શક વચને સર્વનાં, મન મનાવી માની મઝા. ૨૧૯

કોવિદ[4] વિર્દે વિદિત, સુજન શંકર, નૃપ પાસે;
વળી જનરલ હ્યુએટ, આવિયા બેય હુલાસે;
કર મિલાપ કરી કરી, ધીરે વિનતી પગ ધરવા;
સુણી સાનુજ સાનંદ, ઉઠ્યા ભુજનાથ વિચરવા;

છડિદાર મૂકાવે વાટ પણ, ભીડ ઘણી ભારે દીસે;
વિચરાય ધીમે વરરાયના, જેમ વટા સાજનવિષે.[5] ૨૨૦

નૃપને શસ્ત્ર નમાવી, અર્દબસર પલટણ ઉભી;
બેન્ડ વાગ્યું રાગમાં, દેવનાં શું દુંદુભી;

---

૧ વિવાહાદિક શુભ અવસર જેવો. ૨ પ્રજાનો પ્રેમસાગર. ૩ કૌતુક. ૪ પંડિત. ૫ વરઘોડામાં વરની આગળ જે આબરૂદાર લોકો ચાલે છે તે.

સરકારી ગાડીમાં, બહુજ આદરે બિરાજ્યા;
પ્રજા હર્ષપોકાર, જોરથી કરતી ઝાઝા;
દરિયાવ દીલ મ્હારાવશ્રી, દીપ્યા દરિયામ્હેલમાં;
છૂટી તોપ તરત સન્માનની, સત્તરવાર સહેરમાં. ૨૨૧

સ્વસ્થ થવાને સ્હેજ, મહીપતિ જાણી શ્રમિત[1];
સલામ કરી જન સર્વ, સઘ વિખરાય સપ્રીત;
સ્નાન કરી શુભરીત, કર્યું ભોજન ભૂપાળે;
થયા વિગતશ્રમ ઠીક, નવિન રચના નૃપ ન્યાળે;
જળસાગર તીર સમીર શુભ, સ્વર ગંભીર સોહામણો;
ગુણસાગર નૃપ તે નિરખતા, તરંગ ઘુઘવાટો ઘણો. ૨૨૨

આવી મળે જ્યાં અતી, નદી જળનાણાવાળી;
ખાતાં[2] લઈ ધન ખૂબ, મળે જેને મતિશાળી;
પડ્યાં પ્રૌઢ પેટમાં, રત્ન મોતી રઢિયાળાં;
ઝવેરખાને[3] મણી, હીરા માણક પરવાળાં;
ચાલે ઉદ્યોગ સદાય શુભ, પરાર્થપર બહુ પ્યાર છે;
સરખા ગુણ વૈભવમાં સદા, દરિયો ને દરબાર છે. ૨૨૩

રાજ્યનિષ્ટ રૈયતે, રૂડી રચનાઓ રચવા;
જર[4] કીધો બહુ જમે[5] ભૂપમાનાર્થે ખરચવા;
દીપમાળ રચી દિવ્ય, અવનિપતિના ઊતારે;
વિદ્યુતદીપનું વિમળ, વિલોક્યું તેજ વધારે;
હેમાચાર્યે[6] અતિ હોંસથી, સાધી જોગણી વાસમાં;
કૃત્રિમ[7] ચંદ્ર શું ચઢાવિયા, આપ બળે આકાશમાં? ૨૨૪

૧ થાકેલા. ૨ રેવી-યુખાતું, જકાતખાતું વિગેરે. ૩રાજાનું જવાહિર રાખવાનું ઠેકાણું. ૪ પૈસો. ૫એકઠો ૬એ નામના જૈન સાધુ—કુમારપાળ રાજાના વખતમાં બ્રાહ્મણોને ખોટા પાડવા અમાંસને દિવસે બનાવટનો ચંદ્રકરીને ચઢાવ્યો હતો. ૭ બનાવટનો.

મતિશનિએ પેખવા, દર્શનીય દરિયામ્હેલ;
આવે લોક અપાર, સુખદ સાગર તટ સ્હેલ;
દર્શનીય નૃપતણો, ઉતારો ત્યાં પ્રિછિ ભાવે;
એક પંથ દો કાજ, મળી જુથ જુથ જન આવે;
દિન આખો દરિયામ્હેલમાં, ભીડ મેળાસમ ભાસતી,
રોશની જોવા રૂડિ રાત્રિએ, આવે માનવિયો અતી. ૨૨૫
ભોગાવતી[1] સમ ભોગો, વિલાસે સમ વૈકુંઠ;[2]
અલકાસમ[3] અલખતે, લંકસમ દઢ ચોખુંટ;
ફરતો રહી ચોફેર, ધ્વનિત[4] સાગર રખવાળું;
કરે પુરનું કોટિધા, શાન્તિ સુખ દે રઢિયાળું;
જાણે પુર નરનો જળનિધિ, દઢ કટિ કંદોરો દીસે;
સુખ શોભા શ્રીવૈભવ બધાં, વસ્યાં અહો મુંબઇવિષે. ૨૨૬
સજ્જનોની પણ સીમા, દુર્જનોનો પણ દરિયો;
પાર ન જ્યાં પુણ્યનો, પાપનો પણ ઢગ ભરિયો;
સીમા સુધારા તણી, કુધારાની પણ ખાણ;
માળા સુદઢ મહાન, પારવનું વળી પોલાણ;
અતિ સુઘડ પુરી અલબેલડી, ગટર ગંદકી પણ ઘણી;
ઉદ્યોગી તેમ ભિક્ષુકતણા, સમ દ્વંદ્વે[5] સોહામણી. ૨૨૭
જથાબંધ જ્યાં જુઓ, માનવી મુલકમુલકના;
કૃપામૂર્તિ કેટલા, સજ્જનો ઘણા સલખણા;
ભાષારૂપી ભલી, ગુર્જરી ગજગામિનિના;
પિયેરિયા[6] બહુ પ્રવીણ, સતત જ્યાં વસે સુમતિના;

૧ નાગલોકની નગરી. ૨ વિષ્ણુનું નગર. ૩ કુબેરની નગરી. ૪ શબ્દાયમાન. ૫ જોડું-બે સરખાં. ૬ ગુજરાતી ભાષાના ગ્રંથકારો.

સાસરવાસો પામતિ રૂડો, ગ્રંથરૂપ હમણાં ઘણો;
પરમાદર પિયરપત્નોતિનો, વધ્યો વિશ્વમાં શત ગણો. ૨૨૮

પેખી[1] પરમાનંદ, જીવનપ્રિય મિત્રો ઝાઝા;
વિયોગ સંભવવ્યથા, ટળી મેળાપે તાજા;
શૂળહરણ સર્વના, જટાયુત શંકર દેખી;
ઉર સવિતા જ્ઞાનનો, ઉગ્યો પડી પ્રભા અલેખી;
મમતારસમાં સન્મિત્રના, ઘણાં વર્ષ જ્યાં ગાળિયાં;
પુરી દેખી તે ફરી પ્રેમભર, તનમનનાં દુખ ટાળિયાં. ૨૨૯

પુરી વર્ણનનો પ્રૌઢ, ગ્રંથ વાધે ગુણભરિયો;
ચઢે ઉજમ ચિત્તમાં, દેખી વર્ણનનો દરિયો;
એક બાજુ તજું એહ, કરૂં વર્ણન અવ આગે,
ભાગ્યવંત ભૂપને, લલિત પુરશોભા લાગે,

---

૧ આ છપ્પાના બે અર્થ થાય છે તે આ પ્રમાણે. જીવન પ્રિય એવા ઝાઝા મિત્રોને જોઇને પરમાનંદ થયો, અને વિ-યોગથી ઉત્પન્ન થતી પીડા તરતના મેળાપે નાશ પામી. સર્વનાં દુઃખ હરનારાં એવા (ભુલેશ્વર, વાલકેશ્વરાદિક) જટા સહિતના શંકરને જોઇને હૃદયમાં જ્ઞાનનો સૂર્ય ઉગ્યો તેથી ન લેખી શકાય એવું તેજ પડ્યું. બીજો અર્થ-પરમાંનંદ અને જીવણલાલ જેવા ઘણાક મિત્રને જોઇને તેમના તાજા મેળાપથી વિયોગ દુઃખ મટયું ઘણુંઓનું (ઓષધ આપી) દુઃખ મટાડનારા જટાશંકરને (જામ-નગરના પ્રસિદ્ધ વૈદ્યરાજ જંડુભટના ભાઇ જેઓ દેશી વૈદ્યમાં બહુ કુશળ ગણાય છે. એઓ ઘણાં ભયંકર દરદો પણ દેશી ઓષધથી મટાડે છે અને મારાપર બહુ મમતા રાખે છે.) જો-ઇને વળી મનમાં સવિતાનારાયણ (એઓ મારા કવિમિત્ર છે) ના જ્ઞાનની પ્રભા લેખાવીના એટલે ઘણીજ પડી.

નિરખવા પધારે નિત્ય નૃપ, સ્થળ પ્રસિદ્ધ સોહામણાં;
જ્યાં વિચરે ત્યાં સન્માન ઘણું, કરે લોક કોડામણા. ૨૩૦
 આવે સુજન અપાર, નૃપતિના સુખદ નિવાસે;
 સંભાવિત સજ્જનો, અધિક મેળાપની આશે;
 પીર[1] અમીર અનેક, કૌંસિલર જડજ વડેરા;
 શુભમતિ સર સાઉટર, સદ્ગુણોયુક્ત ઘણેરા;
વિદ્વાનો બુદ્ધિ વિશાળના, ધીંગા ધનપતિ અંગમાં;
નિરખી મધુર મિતભાષી નૃપ, અનેક જન ઉછરંગમાં. ૨૩૧
 વડી કોર્ટ અવિલોકી, ન્યાય નિર્મળ જ્યાં થાતા;
 શુભ સરકારી મ્હેલ, વિલોક્યાં વિધ વિધ ખાતાં;
 વિગતશોક જ્યાં ગયે, ગોળ ગ્રીનચોક નિહાળ્યો;
 વિકટોરયા બાગને, ભાવથી ભૂપે ભાળ્યો;
પેખી ગંભીર પ્રાચીન ઘણી; ગુફા ધારાપુરી તણી;
વર્ણન કરતાં બધું વિગતથી, ગ્રંથ વધે બીક તે ઘણી. ૨૩૨
 એમ દિવસ ત્યાં આઠ, નૃપતિએ નવું નવું નિરખ્યું;
 કળાયંત્ર કોટિધા, હૈયું તેણે બહુ હરખ્યું;
 વિબુધ પ્રિય બુધ વડો, ઓગણીશમી એપ્રિલની;
 મિજબાની રૈયતે, દેઈ દાખવી ખુશી દિલની;
સન્માનપત્ર દેવા સભા, કરી તે નિશિએ કોડથી;
એ પ્રજાપ્રેમ પ્રત્યક્ષ અતિ, કહું વિગત તેની કથી. ૨૩૩
 સુઘડ ગાલિચા શીર, બિછાવ્યાં જરી બિછાનાં;
 ઉત્તમ કોચ અપાર, ખુરશિ ખાસી વિધ નાના;
 રચનાયુત રોશની, વાયુ વિદ્યુતની વિશેષે;
 શું શશિ મંડળસહિત, પૃથ્વિપર પ્રગટ સુવેષે;

---

[1] નામદાર આગાખાન.

વળી રંગ વિચિત્ર વિશેષની, દીપમાળ ફાનસ તણી;
ઝગમગ ઝૂમર હાંડીવિષે, રોશની ઘણી સોહામણી. ૨૩૪
ઊંચ ઉત્તમાસને, બંધુ લઈ ભૂપ બિરાજ્યા;
સભ્યજનો[1] શોભિતા, આવી બેઠા ત્યાં ઝાઝા;
ઝાઝી બુદ્ધિના જડજ, કૌંસિલર બુદ્ધિ કુશાગ્ર;[2]
બારિસ્ટર બાહુ બુદ્ધિ, શેઠિયા મળ્યા સમગ્ર;[3]
વિદ્વાન ઘણા વકીલો ઘણા, ભરેલ તર્ક વિતર્કના;
સરદાર શોભિતા સહુ વિધે, લાયક લશ્કરી વર્ગના. ૨૩૫
લલિત રૂપગુણ લેડી, સુઘડ મડમો પતિ સાથે;
આવી બેઠી અનેક, દીપે સમ ઈંદ્રસભા તે;
વાગે શુભરાગમાં, બેન્ડવાજું બાહુ પેરે;
નૃત્ય કરે નાયિકા, હલકસ્વરની મન હેરે;
શોભા તે સભાતણી ઘણી, વરણું શું વિસ્તારથી;
મળિયા ત્યાં વિવિધ માહાજનો, પુરપતિપરના પ્યારથી. ૨૩૬
પંડિત રત્ને પૂર્ણ, સભ્યજન જળ ઝાઝાનો;
ભાસે શુભ ભાષણે, તરંગિત[4] તેહ સમાનો;
ધ્વનિત[5] મૃદંગ સતાર, નાયિકાપદનેપુરથી;
શોભિત સાગર સભા, દિવ્ય દેખાતો દૂરથી;
નિર્જતીર સભાનિધિ નિરખિ શું ? હર્ષપયોધિ જણાવવા;
ઉન્નત કલ્લોલ ઉછાળતો, ઘીમીઘીમી ધ્વનિએ સુખથવા. ૨૩૭
કવિ કોવિદ સામન્ત,[6] વિદૂષક[7] ગાયક[8] ઝાઝા;
ઈતિહાસજ્ઞ[9] અનેક, પરમ પૌરાણિક[10] તાજા;

---

૧ સભામાં બેસનાર માણસો. ૨ ઘણીજ તીક્ષ્ણ બુદ્ધિના. ૩ સઘળા. ૪ ઉછળતા મોજાંવાળો. ૫ નાદ યુક્ત. ૬ સરદારો. ૭ હાસ્યરૂપજે એવું ભાષણ કરનારા. ૮ ગાન કરનારા. ૯ ઇતિહાસ જાણનારા. ૧૦ પુરાણ કહેનારા.

સપ્તાંગી[1] તે સભા, નિરખિ ત્યાં ભૂપ નિપુણે;
બિના લખે વળી બેસી, ખબરપત્રીઓ ખૂણે;
ગાયન ચાલ્યું ઘડિ ચાર પછી, પ્રજા ભણીનું બહુ પ્રીતે;
સન્માનપત્ર એક સજ્જને, રૂડું વાંચિયું આ રીતે. ૨૩૮

## હરિગીત છંદ.

૧ "અભ્યાસ કરી કરવા પ્રવાસ પધારિયા અહિં રાયજી,"
"આનંદ કચ્છિપ્રજા ઉરે તે કારણે બહુ થાયજી;"
"જાહેર કરવા શ્રીહજુર[2] પુરી તેહ મમતા પ્રેમથી,"
"માગે રજા સઘળી પ્રજા આ આપની શુભ નેમથી." ૧

૨ "દાદા દયાશીલ આપના દેશલ પ્રતાપ અપારના,"
"જ્યારે થયા તે વંશભૂષણ, યોગ્ય વર્ષ અઢારના;"
"સ્વાધીન સરકારે કરી તવ રાજ્યસત્તા પ્રીતિથી,"
"કીધી પ્રજા રંજન ચલાવી રાજ્ય રૂડી રીતિથી." ૨
"રંજનપણું પોષાઈ વધી તે પ્રફુલ થઈને આ સમે,"
"સન્માન દેવા તેમના વંશાજ ભણી વેગે નમે;"

૩ "વિખ્યાત તાત પ્રયાગમલ વળી આપના અવનીપતી,"
"કરી સોળ વર્ષ સુરાજ મોહિત કીધી રૈયતને અતિ." ૩
"ખેંચાઈ રહી છે તેથી સર્વ પ્રજાતણી પ્રીતિ ઘણી,"
"નિર્મળ નિરંતર આપના પ્રખ્યાત રાજ્યાસન ભણી;"

૪ "સરકારની શ્રીકાર લઈ સલ્લાહ અતિ ચતુરાઈએ,"
"કીધી વ્યવસ્થા શ્રેષ્ટ મુખ્ય દિવાન શ્રી મણિભાઈએ." ૪

---

૧ સાત અંગવાળી. ૨ આપની હજુર, એટલે નામદાર કચ્છદેશાધિપતિ હજુર.

"રૂડી તે વ્યવસ્થાસમ કર્યો અભ્યાસ બાળપણે રૂડો,"
"તેણે કરી આનંદ રૈયતને ઉરે થાએ ઉંડો;"
"અનુભવ થશે અત્ર આપને શુભરાજ્યનીતિરીતિતણો,"
"પોલીટિકલ દીવાનની સંગત સહાયતડે ઘણો." ૫
"વધશે વળી વિદ્યાદિ કેપ્ટન રે તણા સહવાસથી,"
"વિદ્વાન છોટાલાલ શિક્ષકના સદાય પ્રયાસથી;"
૫ "છો આપ તખ્તનશીન સાત વરસ થયાં શુભ સાજમાં,"
"પણ બાળપણ તેથી પ્રયાસ કર્યો દિવાને કાજમાં." ૫
"મણિભાઈના પરિશ્રમથી તે પરિતોષ પામી જે પ્રજા,"
"તે વિદિત કરવા શ્રીહજુર શિરનામી માગે છે રજા;"
૬ "નૃપ આપની પંદરમી પેઢીપર થયા ખેંગારજી,"
"જઈ તેમણે શ્રીનગરમાં કિધ સિંહનો શીકાર જી." ૭
"નિરખી ઉમર નાની પ્રબળ બાહુ રાજી મહમ્મદ બેગડો,"
"ઇલકાબ આપ્યો રાઓનો વળિ દિવ્ય યશ ભરી દેગડો;"
"લશ્કરી મદદ લઈ શાહની જય પામી ઠામોઠામથી,"
"ભુજ રાજ્યધાની વસાવી શોભ્યા શૂર પ્રતાપી નામથી." ૮
૭ "તે પ્રથમ શ્રી ખેંગારજી પછી આપના શુભવંશમાં,"
"ખેંગારજી ત્રીજા થયા છો, આપ ગુણ અવતંશમાં;"
"કિશોર વયમાં પ્રાપ્ત કરી વિદ્યા સદા અભ્યાસથી,"
"નિકળ્યા પ્રવાસે નિરખવા બાહુ દેશ આપ હુલાસથી." ૯
"સત્તા બધી સરકાર કરતે કારણે સાનુક્રમે,"
"આ આર્યદેશવિષે બધે શાન્તિ પ્રવર્ત્તે આ સમે;"
"એ શાન્તિના તકની સુકીર્તિ હિત પ્રજાનાં ધારવાં,"
"કરિને સુધારા દેશમાં સુખ ને સમૃદ્ધિ વધારવાં." ૧૦
"અધિકારપર જવ આપ નિર્મળ બુદ્ધિના નૃપ આવશો,"
દેશોન્નતી કરી શાન્તિનો તવ શ્રેષ્ઠ વિજય જણાવશો;

"એવી અમારી આશ તે પૂરી પાડશો પૃથ્વીપતી,"
"સંતોષ તેથી પામી ઉર આનંદ માનીશું અતી."૧૧
૮ "નૃપ આપની રૈયત ઘણાં વર્ષોથી દૂર દેશાંતરે,"
"તરી ખુશકીને રસ્તે થઈ વ્યાપાર અર્થે વિચરે;"
"ઈરાન અરબસ્તાન બલુચિસ્તાન કોસ્ટ બટેવિયા,"
"જાવા મલાયાદિક ઘણા દૂરના વિદેશો સેવિયા." ૧૨
"ન તજે તથાપિ સ્વદેશપ્રીતિ અભિમાન જન્મભૂમિતણું,"
"વળિ વાસ કરી પરભૂમિમાં ન વસે નિરંતર તે ઘણું;"
"તેનો સબબ શુભ આપના વડિલોની રાજ્યનીતિથકી,"
"સુખ ભોગવે રૈયત બધી જોતાં દીસેછે તે નકી."૧૩
"આપની પ્રજાને એમ રાજ્યનું સુખ રૂડા અંકોરથી,"
"દૂર દેશથી ખેંચી લિએ છે જન્મભૂમિમાં જોરથી;"
૯ "અત્રે પધારવું આપ નામાંકિતનું થાતાં નેહથી,"
"સરકારના નિરખી સુધારા પ્રફુલ થાશો દેહથી."૧૪
"મોટાઈ સત્તા બળ કળા કૌશલ્ય રાજ્યનીતિ સહુ,"
સ્વાતંત્ર્ય સુખ અહિંની પ્રજાનું પેખશો પ્રેમે બહુ;"
"આપની પ્રજા ને રાજ્યને એથી કરીજ નિરંતરે,"
"સુખ લાભ થાશે વિવિધ એવી આશ અમને અંતરે."૧૫
૧૦"સંતોષ માન સહિત પ્રજા અહિં આપ નામાંકિતની,"
"શ્રીહજુરમાં એવી કરે જાહેર વાત સુરીતની."
"પાલન પ્રજાનું પ્રેમથી કરવું સદા કેવી રીતે,?"
"સ્વાધીન જમિનદારોની સાથે વર્તવું કેવી પ્રીતે?"૧૬
"સરકારથી વ્યવહાર કેવો રાખવો પ્રીતે ઉંડી?"
"કરવી વ્યવસ્થા કેમ મુલકિ જકાતખાતાંની રૂડી?"
"નિજ રાજ્યકાર્ય ચલાવવા પંડિત પ્રમાણિક માણસો,"
"પરખી કરીને રાખવાની જરૂર કેટલી જાણશો." ૧૭

"ઇત્યદિ બાબત આપ નામાંકિતની નિર્મળ બુદ્ધિમાં,"
"આવી હશે વિદ્યાપ્રતાપે સારીપેઠે શુદ્ધિમાં;"
"તેને અનુસરી આપ રાજ્ય ચલાવશો ઉતમરીતે,"
"થાઓ સફળ આપની પ્રજાની આશ ઈશકૃપાથી તે." ૧૮
૧૧ "વય છોટી તેથી લીધી ન આપે રાજ્યસત્તા જ્યાં સુધી,"
"કહિ ના શકે કશું તે વિષે આપની પ્રજા પણ ત્યાં સુધી;"
૧૨ "અભ્યાસ ચાલ ચલણથી આપે, યૌવનાવસ્થાવિષે,"
"આપની પ્રજાની આશ ઊંચ પ્રકારની કરી તે દીસે." ૧૯
"શકિએ કરી અનુમાન તેથી પ્રજા અમે સૌ આપની,"
"રૂડા થશો નિજ વડિલસમ નૃપ આપ કચ્છધરાધણી;"
"થાવાનું સત્ય ભવિષ્ય આ સંભવ જણાય સહસ્રધા,"
"આપની પ્રજા શ્રધ્ધાથી માને એવું ઉરમાં સર્વથા." ૨૦
"કરવા વિદિત તે માન આજ્ઞા માગિએ રૂડી રીતથી,"
"અમ રાજ્યનિષ્ઠ પ્રજાતરીકે આપપ્રત્યે પ્રીતથી;"
૧૩ "સુખનાં અને કલ્યાણનાં સંપૂર્ણ રીતે પ્રીતનાં,"
"જે જે થયાં છે કામ રાજ્યભણીથી રૈયત હિતનાં." ૨૧
"વડુ માન તેથી આપની દરબાર શતધા શ્હાણિને,"
"શકિએ ન કહી આ સ્થળ યથાસ્થિત તે તમામ વખાણિને;"
"તો પણ અમારા ઉર તણા ઉત્સાહની કિંચિત બિના,"
"મનશાન્ત થતું નથી શ્રીહજુર તે આ સમે કીધાવિના." ૨૨
૧૪ "જ્યાં જ્યાં પધારો આપ ત્યાં ત્યાં થાઓ રક્ષણ આપનું,"
"પ્રભુની દયાથી અને પ્રજાનાં વચન આશિષથી ઘણું;"
"છે એવી પ્રભુને પ્રાર્થના આ આપની રૈયત તણી,"
"જે રાજ્યનિષ્ઠ અને નિરંતર છેજી આજ્ઞાંકિત ઘણી." ૨૩
હર્ષતાળી તે સમે, પડી બહુ પારવિનાની;
ઉભરાયો આનંદ, જોગ્ય નૃપતીને જાણી;

પ્રત્યુત્તર પ્રેમથી, વાંચતાં સભા સમીપ;
આસનપર રહીં ઉભા, સ્વચ્છમતિ કચ્છમહીપ;
નૃપ નિરખી ઉભા સઘળી સભા, સાદર ઉઠી તેણે સમે;
ઘનસાદશ નૃપગંભીર સ્વર, સભ્યોને સુણવો ગમે. ૨૩૯

## હરિગીત છંદ.

૧ "સન્માનપત્રે સજ્જનો સુવિચાર માયાળુ ઘણા,"
"જણાવ્યા તમે તે સારૂ ઉરથી માનું પાડ તમો તણા;"
"મુજ પૂર્વજોએ આપણા સામાન્ય દેશનું સુરીને,"
"કર્યું રાજ્ય ગણના તેની શ્રેષ્ઠ કરી તમે પ્રૌઢી પ્રીતે."૧
"તે સાંભળી આનંદ મારા ઉરવિષે બહુ થાય છે,"
"કથીને જણાવા જેટલી શી જરૂર તેની જણાય છે?"
૨ "મુજ માનવંત પિતાશ્રીએ જસભાઈસુત મણિભાઈને,"
"કીધા હતા મનથી પસંદ દિવાનપદપર ચાહિને." ૨
"શુભ કારકીર્દિ દિવાનની દીપી તેમની ખુદ ખાંતથી,"
'સંતોષ જણાવ્યો તે તમે સુણી હું ખુશી તે વાતથી;"
૩ "અભિલાષ લાખો દાખવ્યા મમતા અને માયાભર્યા,"
"મારા. ભલાનેમાટ મુજ પ્રત્યે તમે જે આ નર્યા." ૩
"આભાર માનું અપાર અંતરથી તમારો તે તણો,"
"શ્રમ કરીશ તે અભિલાખપાત્ર થવા નિરંતર હું ઘણો;"
"મુનિશ્રેષ્ઠ રાજા શબ્દનીશુભ એમ વ્યાખ્યા ઊચરે,"
"છે સત્ય રાજાપણું પ્રજાપાલન અને રંજન કરે." ૪
"ઉત્કૃષ્ટ એ ધોરણ અસંશય પ્રાપ્ત કરવાનું ક્રમે,"
"મુજ ભાગ્યથી આવી બનો ધરૂં આશ એવી આ સમે;"
"જેણે કરી માયાળુ વિક્ટોરિયા તણાં દષ્ટાંતને,"
"અનુસરતું એ રીતે સહજભાવે સદા આવી બને." ૫

"શ્રમ લે વળી રાજા પ્રજાહિતમાટ જે અતિ આદરે,"
"આધાર તેની સિદ્ધિનો પ્રાયે પ્રજાપોતાપરે;"
"રૈયતતણા હિતયત્નમાં વિજયી થવા વસુધાપતિ,"
"સર્વે પ્રજાએ શાન્તિ સંપ સલાહમાં વસવું અતી."૬
"વળી રાજ્યધારા માનવા થઈ રાજ્યનિષ્ઠ રૂડી રીતે,"
"એ સર્વ વાનાં જરૂરનાં છે પ્રીછવું મનમાં પ્રીતે;"
"નિજરાયપ્રતિ અંતરની અતિ ભક્તિ તમારી ભાળિને,"
"નિજદેશામમતાનાં સુચિન્હ વિવિધપ્રકારે ન્યાળિને."૭
"તે પરથી એ ભાવી તણો કરતાં વિચાર રૂડુ દીસે,"
"ભલિભાત ઉત્તેજન મળે હું એમ જાણું ઉરવિષે."
"કલ્યાણસારૂ જેમના શ્રમ લેઈએ તે વાતની,"
"ગણના કરે મનમાં ઘણી વળિ રાજ્યભક્ત સુભાંતની."૮
"એવી પ્રજાપર રાજ્ય ચાહિ ચલાવવાનું આવશે,"
"ત્યારે મને કેવી સરલતા કાર્યમાં કોડે થશે !"
૪ "સુખમૂળ છે અનુકૂળ અન્ય બિના ઘણી વળી એવિયો,"
"આશાભરેલ ઉમેદ રાખી શકું હું આગળ તેવિયો." ૯
"સુધરેલ વડિસરકાર રાખી ધ્યાનમાં શુભ ધોરણો,"
"શુભ મૈત્રિભાવ સદાય કચ્છના રાજ્યભણી રાખે ઘણો;"
"ગુણપુંજ મુંબઈના ગવર્નર મુજભણી મમતાભરી,"
"રાખે વળી પ્રીતિ ખાનગીરાહે રૂડા ભાગ્યે કરી." ૧૦
૫. "સાંપ્રત વ્યવસ્થા શ્રેષ્ઠ વિદ્યાભ્યાસમાટે માહરા,"
"મુંબઈની સરકારે કરી છે પાડ ઓછો ના જરા;"
"તે માટ તેમની ભણી કૃતજ્ઞપણું જણાવવું ચૂકતાં,"
"ઉપકારબુદ્ધિની ઓછ મારામાં જણાએ તો છતાં."૧૧
"થઈ એકમત તમસાથ જણવું લાભ જે થાવા તણો,"
"ગુણવાન ગુરૂકેસોની સંગત ને સલાહવડે ઘણો;"

"મમ રાજ્યનાં આગે મહત્કાર્યો જે કરવાં માહરે,"
"તૈયારી તેને લગતી કરવામાંય લાભ મને ખરે." ૧૨
"આ હેતુ મન ધરી જારી રાખીશ હાલ વિદ્યાભ્યાસ હું,"
"સન્મિત્ર કેપ્ટનરેની તનમનની તપાસ નીચે કહું;"
"મારી ભવિષ્યની ફરજલગતી રાજવટ શિક્ષા રૂડી,"
"સાવધપણે સંભાળ કાળજી રાખી તેમાંહે ઉંડી." ૧૩
"એવાં અહો મુજપૂજ્ય માતુશ્રી તણું મમતાભર્યું,"
"દર્શાવું ઓસિંગણપણું અહિં આજ જે હિત આદર્યું;"
"શિક્ષક તરીકે મ્હારી જે કરી નોકરી મન નિર્મળે,"
"હું તેહ છોટાલાલનો ઉપકાર જાણવું આ સ્થળે." ૧૪
૬ "ઉદ્યમ અને સાહસવડે દૂર દેશમાં કચ્છીજનો,"
"વ્યાપાર કરતા સાંભળી સદ્ગર્વ થાય મને ઘણો;"
"આશા હું રાખું એવી જે સાહસ પ્રતિષ્ઠા હાલની,"
"ચિરકાળ ટકજો તેમની દેનારી બહુ ધન માલની."૧૫
"સંપત્તિ પૂર્વે ઝાઝી જે વળી મેળવેલી તેમણે,"
"સુણી જેહ મન ખુશિ મ્હારૂં તેમાં વૃદ્ધિ થાઓ ક્ષણુક્ષણે,"
૭ "નિરખ્યાં મકાનો મેં ઘણાં આ નગરનાં આનંદથી;"
"અહિં એકવાત કથ્યાની તમને જરૂર હું જોતો નથી. ૧૬
"મારી પ્રજા લે ભાગ બહુ આ અધિક મ્હોટાં શ્હેરનાં,"
"ઉદ્યોગ ને વેપારમાં પંકાય તેમાં ફેર ના;"
"તેઓ ભણીથી નિજ દેશના ધનવૃદ્ધિ ધંધા કારણે,"
"કંઈપણ ઉપાય થશે રૂડા તે મનવિષે ગમશે મને." ૧૭
૮ "શ્રમ લેઈ બહુ સુજનો તમે કરી વ્યય વધારે વિત્તનો,"
"સત્કાર દિલ ખુશકાર મુજને આપિયો અતિ પ્રીતનો;"
"હું ધારૂં તે કરતાંય અતિ સત્કાર કીધો જે તમે,"
"તે સારૂ ઉરથી તમતણો ઉપકાર માનું આ સમે." ૧૮

"નિશ્ચયથી જાણવું એમ મુંબઈસાથનો આ સમયનો,"
"મેળાપ મારો હું નિરંતર યાદ કરીશ ઉરે ઘણો;"
નૃપવદનથી એ રીત સુણી ઉપકાર કલમો આઠથી,
રાજી સભા સહુ ભૂપના ભલપણતણા ભંડારથી. ૧૯

---

સભ્યોની સામટી, હર્ષનીતાળી હજારો;
તરંગ જળનિધિતણા, નાદ તેનો વળી ન્યારો;
શીતળમંદ સમીર, ઝુમરને ખણણ ઝુલાવે;
નાદત્રિપુટી નિર્મળી, મળી એ રીતે ભાવે;
દિલમાં પણ દરિયાહેલને, નહિં વિસરે નિશિ તે કદી;
સર્વત્ર દીસે આનંદ શુભ, વિગતવાત તે કહી વદી. ૨૪૦
પ્રજાવિનતિ સુણિ રાય, પધાર્યા, ઉર થઈ રાજી;
સત્વર સભા સહીત, નિરખવા આતસબાજી;
ઝરૂખે બેસી જુએ, દૂરથી દારૂખાનું;
રચનાયુત તે રૂડું, પાર તેનો ન પ્રમાણું;
જોવા તે ભીડ જનોની બહુ, વિગતથકી શું વખાણિએ;
ઘડી ચાર લગી તે ગમતમાં, જન રોકાયા જાણિએ. ૨૪૧
દારૂખાનું દેખીને, આસને ભૂપ બિરાજ્યા;
સભ્ય લોક પણ સર્વ, સ્વસ્થ થઈ બેઠા ઝાઝા;
અર્દ્ધરાત્રિ ગઈ એમ, પરસ્પરની બહુ પ્રીતે;
સભા વિસર્જન તણો, સમયે પ્રિછિને શુભ રીતે;
કરીને નૃપને જન નમન સહુ, ગયા તરત નિજ નિજ ઘરે;
નિરખ્યો નૃપ રૈયતનો રૂડો, પ્રેમ ઘણોજ પરસ્પરે. ૨૪૨
કેશવજી નાયકે, પ્રેમપરિપૂરણ દેહે;
દિન બીજે મિજબાની, નાત મળિ દીધી નેહે;

સંતોખ્યા સ્વારીના જનોને સ્નેહે આજે;
રેશનિ કરી રાત્રિયે, ભૂપના આદર કાજે;
કરી વિનતી નૃપને કોડથી, નિજ બંગલે પધારવા;
સ્વીકારી સુખકારી નૃપે, પ્રજાલોકને પ્રિયથવા. ૨૪૩
સહિત બંધુ નિજ સાથ, કચ્છ નરનાથ સકોડે;
પધારિયા જ્યાં મળ્યો, વણિકનો સાથ વિનોદે;
ઓસવાળ જ્ઞાતિના, મહાજન મળી નૃપકેરો;
આદર કીધ આગુવો, રાજી થઈ અતિ રૂડેરો;
નિજ રૈયતના પુરવાસિના, પ્રેમે પરિપૂરણ થઈ;
ઈચ્છા કરી આગે વાધવા, ભૂપતિયે સત્વર સહી. ૨૪૪
શુક્રવાર શુદ ચોથ, માસ વૈશાખ રૂડેરો;
સજ્જ થયા જન સોય, હુકમ જેને નૃપકેરો;
સાનુજ ભુજપતિ સદ્ય, અશ્વરથમાં અનુરાગે;
બેસી પધાર્યા બેશ, બોરીબંદર બે વાગ્યે;
લીધ જનો નિવેડિ નિવેડિને, સાઠ આશરે સાથમાં;
ત્યાં બાકી રસાલો રાખીને, નૃપ વિચર્યા નિરાંતમાં. ૨૪૫

**વસંતતિલકા છંદ.**

સ્નેહે નમાવિ શિર શ્રીપ્રભુ પાય હારૂં,
શ્રીસપ્તસંયુત મહીપનું વાંચ્છિ સારૂં;
સર્વેશના સુમહિમા બહુનો ભરેલો;
પૂરો કરૂં નૃપપ્રવાસ તરંગ પ્હેલો. ૨૪૬



## મુંબઇથી પુનાસુધી.

તા. ૨૧ મી એપ્રીલ સન ૧૮૮૨.

### वसंततिलका छंद.

સત્કીર્તિરૂપ વરિ સુંદરી મુંબઇમાં,
માહામતી ભુજપતી ગુણરૂપસીમા;
માહાબ્લેશ્વર તણું પરિયાણ[1] કીધું,
સ્નેહે ઘણે સુકૃતિમંડળ[2] સાથ લીધું. ૧

ભેગા મળ્યા[3] જન ઘણાક વળાવવાને,
જાણે વિદાય કરવા વર રાજ્યાને;
આવ્યું સશસ્ત્ર[4] દળ સ્થાનિક ભૂપકેરૂં,*
શસ્ત્રો નમાવી સનમાન કર્યું ઘણેરૂં. ૨

અગ્નિરથે[5] પછી સુખાસીન[6] સાભિલાષે,[7]
બંધુ[8] ગુરૂ[9] સહિત શોભિત ગર્વપાખે;
જાણે રઘુપતિ સબંધુ[10] વિરાજતા તે,
માહામુનિ પુનિત[11] કૌશિકકેરી[12] સાથે. ૩

---

૧ બાહારજવું તે.-प्रयाण. ૨ નામદાર મહારાજાની સાથે સ્વારીમાં દોઢસો માણસ હતાં. તેમાંથી સાઠ માણસને મહાબ્લેશ્વર લીધાં હતાં. બાકી રસાલો મુંબઇમાં રાખ્યો હતો. ૩ બોરીબંદર સ્ટેશન ઉપર. ૪ હથિયાર સહિત * અંગ્રેજ સરકારનું. ૫ આગગાડીમાં. ૬ સુખેકરીને બેઠા. सुख+आसीन. ૭ હોંસ સહિત. ૮ નામદાર કુમાર શ્રીકરણજી. ૯ કેપ્ટન રે સાહેબ. ૧૦ લક્ષ્મણ સહિત-તાડિકા અને સુબાહુ નામના રાક્ષસો યજ્ઞમાં ઉપદ્રવ કરતા હતા તેથી વિશ્વામિત્ર મુનિએ રાજા દશરથ પાસેથી રામલક્ષ્મણને યજ્ઞનાં રક્ષણમાટે માગી લીધા હતા. ૧૧ પવિત્ર ૧૨ વિશ્વામિત્રની.

રાણાતણા[1] સુભગ[2] સાથવિષે વિરાજે,
જાણે મુકુંદ[3] બલિ[4] અક્રુર[5] સાથ આજે;
કેવા વળી સહુસમાજ[6] વિરાજમાન,
જાણે ગ્રહોસહિત શોભિત ચંદ્ર ભાણુ.[7] ૪

ભૂપપ્રયાણ સમયેજ થયો મજાનો,
આનંદઘોષ[8] અતિ જોસભર્યો પ્રજાનો;
ઈંદ્રપ્રયાણ તક[9] દેવ પ્રહર્ષનાદ,[10]
જાણે થયો અધિક ગંભીર નિર્વિવાદ.[11] ૫

વાગે સુરાગથકી બેન્ડ વળી મધૂર,
દુંદુભિનાદ કરતા સુર[12] પૂરી સૂર[13];
ચાલી અગાડી પછી ઉપડી આગગાડી,
નિંદી વિમાનગતિને જતી તે અગાડી. ૬

કોઈ ઉદાસીમુખ આપ્ત[14] વિયોગ થાતાં,
અન્યોન્ય[15] આંસુ ભરતાં ડુસકાંજ ખાતાં;
તે સૌ વતીની થઈ ભેગી વિયોગકેરી,
સીસોટીની[16] ચીસ ભયંકર શું ઘણેરી? ૭

ઘંટા[17] વગાડી પ્રિયનું પડખું તજાવે,
શું જ્ઞાનઘંટ જગની મમતા મુકાવે; ?

---

૧ ચરાડવાના નામદાર ઠાકોર સાહેબ રાણા શ્રીજાલમસિંહજી. ૨ સુંદર. ૩ શ્રીકૃષ્ણ ૪ બલભદ્ર. ૫ એ નામના યાદવ, શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા. શ્રીકૃષ્ણ અને બળિભદ્રને ગોકુલથી મથુરા તેડી ગયા હતા. ૬ મંડળ સહિત ૭ સૂર્ય. ૮ હર્ષનો મોટો અવાજ. ૯ વેળા, સમય. ૧૦ વિશેષ આનંદનો શબ્દ. ૧૧ વિવાદ વિનાનો. ૧૨ દેવ. ૧૩ સ્વર. ૧૪ વહાલાં, સગાં. ૧૫ પરસ્પર, સામસામી. ૧૬ સ્ટેશનપરથી ઉપડયા પહેલાં ચેતવણી માટે આગગાડીમાંથી ચીસ પાડવામાં આવે તે. ૧૭ તે વખતે ગાડીની બાજુ પકડી ઉભેલા લોકોને ઘંટ વગાડી દૂર થવાનું સૂચવે છે.

વેદાંતિની સમ ક્રિયા કરી આગગાડી,
ચાલી ધીરે ગડગડાટ કરી અગાડી. ૮

વ્હીલે મુખે વળિ ઉભાં પ્રિયને વળાવી,
જેવી રીતે કૃપણ દીન[1] મુઠી ગુમાવી;
સંયોગનાં[2] સુખની આશથકી ભરેલા,
ચીડાય તે ધીમીગતી થકી હર્ષઘેલા. ૯

તે જેમ નિર્ધનતણા દુખડુંગરોને,
દેખે ન ગર્વિત ધનાઢ્ય[3] મદે જુઓને;
જે ઘંટ ચીસ વિરહી ઉર ફાળ પાડે,
સંયોગ આશ ઉર હર્ષ ઘણો પમાડે. ૧૦

આશ્ચર્ય એ અતિ ઘણું નજરે વિલોકો,
હે પ્રેમી પૂરણ રસજ્ઞ દયાળુ લોકો!
પ્રારંભમાં ધિમિ ધિમિ ધ્વનિ તેની થાય,
વેગે ચઢયા પછી ન કાન પડયું સુણાય. ૧૧

તે જેમ શાસ્ત્રિની સભા મળી વાદ માંડે,
પ્હેલાં ધીમા પછી પરસ્પર તો બરાડે;
અંધારૂ[4] ગાડિ ઉભી થાય ત્યહાં મુકામે,
ત્યાગે મુકામ તવ પૂર્ણ પ્રકાશ પામે. ૧૨

અજ્ઞાન જેમ જનને ઘર બેસી રે' તાં,
દેશાટને મતિપ્રકાશનું સુખ લેતાં;

---

૧ ગરીબ. ૨ પરદેશથી પોતાને ગામ જતાં માણસોને સગાંવહાલાંને મળવાની ઉત્કંઠા ઘણી હોય છે તેવા ૩ પૈસાવાળા. ૪ વડોદરા રેલવેનાં કેટલાંક સ્ટેશનપર જ્યાં ગાડી ઉભી રહે છે તે ઉપર છાપરાં નથી હતાં. પણ જી, આઇ, પી, રેલવેનાં ઘણાં ખરાં સ્ટેશપર છાપરાં હોય છે, તેથી ગાડી ઉભા રહે ત્યાં સુધી થોડું ઘણું અંધારૂં ઉતારૂઓને લાગે છે.

આડા ઉભા અધિક માર્ગ જણાય વાંકા,
ગાડી જતાં ઉપર ખૂબ થતા ખટાકા.[1] ૧૩
તે જેમ આ કળિવિષે બહુ ઢોંગી ધર્મ,
આ જીવને દુખ દિએ ઉપજાવી ભર્મ;[2]
સૌશીર દેઈ પગ ને પડી પંથ એકે,
હાલે ન પેટનુંય પાણી રૂડા વિવેકે. ૧૪
પાખંડીનો કરી તિરસ્કૃત વેદધર્મ,
પામી લહુ જયમ અહો જીવ શાન્તિ પર્મ;
રસ્તા બીજા ચકચકીત દીસે ઘસારે,
વાંકાચુકા અગનગાડીતણા પ્રચારે. ૧૫
પુરીરૂપી પદ્મણી શિર તેલ સિંચી,
જાણે દીસે અલકકેરી[3] લટો વછૂટી;
ગાડી જુતી ત્રિવિધ[4] ચોથીજ માલમાટે,
ચાલ્યું સવેગ પડ્યું ઈજીન લાંબી વાટે. ૧૬
તે જેમ રાણી ત્રણથી[5] અજપુત્ર[6] યાત્રા,
ચાલ્યા વળી સહચરી[7] કરી વ્યંગગાત્રા;[8]
બીજી બહુ ઉભી રૂપાળી કુરૂપી ટાળે,[9]
જોડાય આ રથની સાથ કદાપિ કાળે. ૧૭
તે જેમ એક નૃપ રાણી ઘણી જનાને,
વારો મળે બહુ દિને જગ સર્વ જાણે;

---

૧ આડા ઉભા રસ્તાની સંધી ઉપર થઇને ગાડી જતાં ખટાક ખટાક-થાય છે. ૨ શંકા. ૩ ચોટલાની, અંબોડાની. ૪ પહેલોવર્ગ, બીજો વર્ગ, ત્રીજો વર્ગ એ ત્રણપ્રકારની. ૫ કોશલ્યા, કૈકયી અને સુમિત્રા. ૬ દશરથરાજા. ૭ સાથે ફરનારી. ૮ કુબડા શરીરવાળી મંથરાદાસી. ૯ સ્ટેશનઉપર.

જોડાય તે રથ બીજે ભરિ માલ ભારી,
જાએ પછી નિસરી જેમ નઠારી નારી. ૧૮
બોલે ન શાહ મુકી માનીતી બેગમોને,
જાએ બીજી નિસરી નીચની સાથ જોને;
નાસે ન તો અધમસંગ[1] કરે નમેરી,[2]
માટે ન સ્ત્રી વરવી એકજણે ઘણેરી. ૧૯

આ લોહપંથ શુભભારતગ્રંથ[3] રૂપે,
તેમાં મુકામ બહુ પર્વ[4] સમાન દીપે;
મોટા મુકામ સમ પર્વ મહાન શોભે,
અધ્યાયસા લઘુમુકામથી[5] ચિત્ત લોભે. ૨૦
છે સાર્થ[6] જે અટકવાતણી ભૂમિ નામે,
ગાડી ઉભી ત્વરિત ભોયખળા મુકામે,
મૂક્યા ઉતારી જન તે સ્થળ કેટલાક,
લીધા નવા પ્રથમ દામ લઈ ઘણાક. ૨૧

દામ પ્રમાણ થતી નાથની[7] ઝાંખી[8] જેમ,
યાત્રાળુ વૈષ્ણવ ઉતારૂ સમા સપ્રેમ;
સંસારની અનિયમિત મુસાફરી આ,
દર્શાવતી વળિ વિરાગ ભરી ખરી આ. ૨૨
ભાડાતણા પ્રથમ દામ દીધા ચુકાવી,
લીધી ટિકીટ પરમાદર ઉર લાવી;

---

૧ અતિ નીચ સોબત. ૨ જેને દયા નહીં એવી. ૩ મહાભારત નામનો પ્રસિદ્ધ ગ્રંથ જેમાં પાંડવ કૌરવોનાં પરાક્રમ વર્ણવેલાં છે. ૪ લાક્ષણિક અર્થ ભાગ અથવા પ્રકરણ. ૫ નહાનાં મુકામ. ૬ અર્થવાળી-સહિતની, તે એમ કે "ભોયખળા" અટકવાની ભૂમિ. ૭ શ્રીનાથજી. ૮ દર્શન.

દીધો લઈ પુરવ પુણ્ય મનુષ્ય દેહ,
આયુષ્ય લેખ વિધિએ[1] લખી દીધ એહ. ૨૩
દામ પ્રમાણ વર[2] મધ્યમ[3] નીચ[4] કલાસ[5],
કર્માનુસાર કુળ જેમ મળે નિવાસ;
ચાલી ધીરે જયમ શરૂ થઈ જીંદગી રે,
આયુષ્યવેગસમ આગળ એ વધી રે. ૨૪
આવ્યો મુકામ રચના નવી જોત જોતાં,
આવી ચુકી અજલ[6] ફોગટ આયુ[7] ખોતાં,
આવે ઘણા વળી ઘણા ઉતરી પડે છે,
સંસારમાં જયમ જનો ઉપજે ખપે છે.[8] ૨૫
જયાં પુણ્યદામ પતિ[9] આયુનો દોરી તૂટી,
ત્યાંથી મુસાફરી મુસાફરકેરી છૂટી,
બેઠેલ તે જન રહે નજરે વિલોકી,
તેથી થતાં દૂર જતાં ન શકાય રોકી. ૨૬
તે જેમ અંત સમયે પિતુ[10] માત નારી,
બેઠા જુએ પણ શકે યમને ન વારી;
સંયોગઆશ ઉર પ્રિયવિયોગ માટે,[11]
જે ઊતર્યા પ્રસન્ન કો દુખી કો દીઠા તે. ૨૭
તે જેમ જેવી કરણી ભવમાં કરાશે,
તેવુંજ દુઃખ સુખ છે પરલોકવાસે;

---

૧ બ્રહ્માએ. ૨ પહેલો. ૩ બીજો. ૪ ત્રીજો. ૫ વર્ગ ૬ અંત. ૭ ઉમ્મર. ૮ નાશ પામે છે. ૯ થઈ રહીને. ૧૦ બાપ. ૧૧ ઉતારૂઓમાંથી કેટલાકને પોતાનું ગામ મૂકી બીજે ગામ જવાનું, તેઓએ પોતાનાં પ્રિયનો વિયોગ માટે તેઓ તેમને સંભારીને ઉદાસ-અને જેઓને પોતાને ગામ જવાનું તેઓ હવે થોડા સમયમાં પ્રિય મળાપ થશે એ વિચારે ખુશી ભર્યા.

આપેલ દામ ટિકિટો ખરીદીય તોય,
મોડા[1] થયેલ જન બેસી શકે ન કોય. ૨૮
તે જેમ થાય જગ અર્ભક ગર્ભસ્રાવ,[2]
થાયે પ્રયાસ[3] રદ[4] સૌ વળી દુઃખદાવ;
વ્હેલા પડે ઉતરી કો જન મધ્ય પ્હોંચે,
કો બાળ જોબન વયે જયમ જાય શોચે. ૨૯
કો ઠેઠ પ્હોંચી શકતા સુધી જેમ રહે છે,
આયુષ્ય પૂર્ણ સુકૃતી જન ભોગવે છે;
છે વર્ગ ત્રેણ વર મધ્યમ નીચ વારૂ,
થોડા, ઘણા, અતિઘણા ક્રમમાં ઉતારૂ. ૩૦
આ જગત જેમ વર મધ્યમ અલ્પ લોક,
દુષ્ટો બહુથી દુનિયાં ભરી છે સશોક;
ના હોય પંક્તિ ત્રિજીના જન જો ઘણેરા,
દે ખાતુ બંધ કરી માલિક ગાડીકેરા. ૩૧
દુષ્ટો ન હોય બહુ તો જગદીશકેરૂં,
વા ખાતું[5] થાય યમખાતુય જે વડેરૂં;
શ્રીમંત કો પણ ઘણી કૃપણાઈ ધારી,
બેસે ત્રીજા વરગમાં ભીડ વેઠી ભારી. ૩૨
તે જેમ ઉત્તમકુળે ધરી જન્મ સારો,
પામી કુસંગ દુખવેઠી મરે બિચારો;
પ્હોંચે મુકામસર વર્ગ બધાય સાથે,
તેમાં ન ભેદ ભલિભાતથી કોઈ વાતે. ૩૩
તે જેમ ઊંચ નીચનો નહિં વર્ણભેદ,
પામે હરિપદ બધા લહિ માર્ગવેદ;

---

૧ ગાડી ઉપડવાના સમય કરતાં મોડા. ૨ બાળકનું અધુરે જવું. ૩ મેહેનત. ૪ વૃથા. ૫ કામકાજ વિનાનું.

થાકે ન રાતદિન પંથ કરે પ્રમાણ,
કો ઊંઘતા અધિક જાગૃત કો સુજાણ. ૩૪

તે જેમ આ સતત[1] કાળ ગતિ કરે છે,
સંતો સચેત મૂઢ મોહવિષે[2] ઉંઘે છે;
છે અંક એક ગમ મૈલતણા લખેલા,
તે વાંચી લેખુ કરતા પથ[3] બાકી ઘેલા. ૩૫

તે જેમ જીંદગીતણી જનમોત્રિ માંડી,
આયુષ્યની ગણુતરી કરી બાકી કાઢી;
થાયે ખુશી ત્વરિત પંથ પિછી કપાતો,
જાણે નહીં રહિ મુસાફરી થોડી આ તો. ૩૬

મોટો થતો તનુજ[4] જાણીજ હર્ષ ભારે,
આયુષ્યમાંથી થયું ઓછું ન એમ ધારે;
બે પાસ તાર શિર આશ્રય થાંભલોને,
રાખે સચેત બાહુ એ સહુ નોકરોને. ૩૭

લેખુ કરે જીવનું આગળથી સપ્રેમ,
કર્મો શુભાશુભનું ચિત્ર વિચિત્ર[5] જેમ;
એવી રીતે ખલકખેલ[6] બતાવનારી;
આયુષ્યવેગ સમ વેગવિષે જનારી. ૩૮

કીધુંજ વર્ણન યથામતિ[7] ગાડીનું મેં,
શક્ત્યાનુસાર[8] ગગને ખગ[9] જેમ ઘૂમે;
ચાલી ત્યહાંથિ અતિવેગ વધારી ગાડી,
દેતી મૂકી લઘુમુકામ જતી અગાડી. ૩૯

---

૧ હમેશાં. ૨ અજ્ઞાનમાં. ૩ રસ્તો. ૪ દીકરો.
૫ યમરાજાનો મેહેતો. ૬ દુનિયાની રમત બતાવનાર.
૭ જેવી બુદ્ધિ તે પ્રમાણે. ૮ બળપ્રમાણે. ૯ પક્ષી.

સભાવિષે જયમ પ્રયાસથી કલેશ આણી,
અધ્યાય દે મૂકી ઉતાવળિયો પુરાણી;
"નારી જનારી ભટિયાણી અહો મટુંગે[1],"
જો આ ભણી દિરઘ[2] લોલ[3] કટાક્ષ તુંગે.[4] ૪૦
આ જાય છે યદુપતીકુળકંજ[5] ભાનુ,
થા તું કૃતાર્થ કરી દર્શન એ મઝાનું;
જેને[6] તું જાણી યદુકુળ કૃતાર્થ થાવા,
જાતી ઉતાવળીજ ભાવકિમાં ગણાવા. ૪૧
શ્રીકૃષ્ણકુળ નહિં તે કહું સત્ય શા'ણી,
રે પાછિ તું વળ ભુંડી ભ્રમમાં ભુલાણી;
આ કચ્છભૂપ અતિ સ્વચ્છ ઉદારધી છે,
રૂપે ગુણે અધિક સર્વ મનુષ્ય પ્રીછે. ૪૨
તું તેમને નિરખિ પાછિ પધાર ધામે,
મિથ્યા નહીં ભટક ભામિની ભોળી ભામે;
હે રામ સેવક સખા[7] કપિયો[8] ટપો[9] કાં?,
આવો સમીપ નૃપને નિરખો બિહો માં[10]. ૪૩
જે સ્વામિભક્તપણુ રૂડુ તમો વિષે છે,
તે આ કૃપાળનૃપ પ્રેમથકી પિછે છે;

૧ વલ્લભકુળના ગોસાંઇજીનું ત્યાં મંદિર છે. મુંબઇથી આશરે ત્રણેક મૈલ દૂર છે, ત્યાં વૈષ્ણવો દર્શને જાય છે. ૨ લાંબાં. ૩ ચંચાળ. ૪ ઊંચાં ૫ કચ્છદેશાધિપતિ જાદવકુળના છે, એમ તેઓ નામદારની વંશાવળીપરથી જણાય છે. જાદવકુળરૂપી કમળને પ્રફુલ્લ રાખવા સૂર્ય જેવા. ૬ ગુસાંઇજીના બાળકને. વૈષ્ણવો તેમને શ્રીકૃષ્ણના અવતાર ગણે છે પણ શ્રીકૃષ્ણ ક્ષત્રી હતા અને આ લોકો મૂળ તિલંગા બ્રાહ્મણ છે, એ વાત પ્રસિદ્ધ છતાં પણ તે માનવાને આનાકાની કરે છે. ૭ મિત્ર. ૮ વાનરા. ૯ ઠેકવું-કુદકા મારતાં નાસવું. ૧૦ બ્હીશો નહીં.

કીધી તમે જનકપુત્રીની[1] શોધ ધીર,<br>
લોયાં વિયોગદુખસંભવ[2] આંસુનીર. ૪૪<br>
ડુબેલી તે વિરહસાગરમાં બિચારી,<br>
નૌકારૂપે થઈ તમે દુખથી ઉગારી;<br>
સુણાવ્યું દુઃખ જઈ રામ રમાપતિને,<br>
સાથે રહી પછી બતાવી દીધી સતીને. ૪૫<br>
બાંધ્યો મહાર્ણવપરે[3] શુભરીત સેતુ,[4]<br>
છે એ હજીય[5] કપિનો કુળકીર્તિકેતુ;[6]<br>
મોટા પ્રમત્ત[7] અસુરો[8] હણિને સરીશે,<br>
કીધી સહાય રઘુવીરતણી અતીશે. ૪૬<br>
રામે મહાબળથી કીર્તિસહિત સીતા,<br>
લંકાપતિ[9] હણી લીધી અતિ જે પુનિતા;[10]<br>
જાણે સ્વબંધુસમ છો તમ ધર્મધોરી,<br>
શ્રીરામચંદ્ર મુખચંદ્રતણી ચકોરી. ૪૭<br>
તે સૌ કથા રૂચિર[11] આદિથી અંત પ્યારે,<br>
વાંચી સુણી વિગતથી નૃપ આ અમારે,<br>
તે સાર્વભૌમ નૃપ[12] રામ સુનીતિધામ,<br>
તેવા સુનીતિ પગલે ચઢતા સહામ. ૪૮<br>
તેથી તમોપર ઘણો ઉરહર્ષ આવે,<br>
દેખાવ[13] હર્ષ વળિ હાસ્યજ ઊપજાવે;

---

૧ જનકરાજાની દીકરી સીતા. ૨ વિયોગના દુઃખેકરી ઉત્પન્ન થતાં. ૩ મ્હોટા સમુદ્ર ઉપર. ૪ પુલ. ૫ એ પુલની ભાગી તુટી નિશાનીઓ હજી પણ ઓટની વખતે જણાય છે. ૬ વંશની આબરૂના ધ્વજતુલ્ય. ૭ ઘણા મદવાળા ૮ દૈત્યો. ૯ લંકાનો ધણી રાવણ. ૧૦ પવિત્રા, એ સીતાનું વિશેષણ છે. ૧૧ સુંદર. ૧૨ ચક્રવર્તીરાજા. ૧૩ વાનરાઓનો દેખાવ.

દો હર્ષ નેત્રનૃપને અતિ અપ્રમેય,[1]
થાઓ કૃતાર્થ કરી દર્શન ને તમેય. ૪૯

દુષ્પ્રાપ્ય[2] છે નૃપતિ દર્શન પુણ્યપ્રૌઢ,
નાસો ન ચંચળ બની થઈ દિગ્મૂઢ;
હે આમ્રવૃક્ષ[3] ફળફૂલથી નમ્ર ભારે,
વિદ્યા ગુણે જયમ વિનીત જનો વધારે. ૫૦

જ્યારે હતો તું ફળફૂલ રહિત ભાઈ,
ત્યારે ન તારૂં કશું યત્ન થતું સુહાઈ;
તે જો તું આજ તુજ રક્ષણમાટ કંઠે;
આ ઝાંખરાં[4] ઝિટિ લીધાં અતિ ઉતકંઠે. ૫૧

તું તો ઉદાર પરમાર્થી ઘણો પ્રસિદ્ધ,
આ હાલ નીચ રખવાળ કરે અબુધ;
છાંયાનું સુખ પણ પંથીનું લૂંટી લીધું,
રે શૂળ[5] પાથરી નીચે અઘટિત કીધું. ૫૨

પંખીનું રોધવું[6] થયું નહિં કો પ્રકારે,
સંતાપ તે ઉર ધરે રખવાળ ભારે;
તારી અને નૃપનો[7] એક દશા અરેરે,
વિસ્તારી શું વરણું હું શકું સારિપેરે. ૫૩

૧ જે જાણવાને માટે કઠણ તે. ૨ દુઃખે કરીને પ્રાપ્ત થાય એવું અથવા ઘણી મહેનતે પ્રાપ્ત થાય એવું. (રાજાના દર્શનના મોટા પુણ્યનું વિશેષણ) ૩ આંબાનું ઝાડ. ૪ આંબાને કેરીઓના મરવા બેસે ત્યારથીજ તેનો માલીક અથવા રખવાળ ગાળામાં કાંટાનાં ઝરડાં ભરાવે છે, જેથી કોઇ ઉપર ચઢી કેરીઓ લઇ શકે નહીં. ૫ આંબાની નીચે પણ કાંટા નાંખે છે, કારણ કે ગળીને સાખ પડે તે પણ કોઇ લઇ શકે નહીં. ૬ અટકાવવું. ૭ રાજાની.

જો રાજ્યશ્રીરહિત તો નહિ ભાવ ભારે,
જે રાજ્યભક્ત જન તેય વિમુખ[૧] ત્યારે;
તેવે સમે રહિત આશ સહી અપાય,[૨]
જે આપ્ત[૩] તેજ કરી સેવન ગુણ ગાય. ૫૪
જ્યારે પદારૂઢ[૪] તદા નૃપ દેવઅંશા,[૫]
પ્હેલા વિમુખ જન તેય કરે પ્રસંશા;[૬]
લે ઘેરી સાચ જુઠ લાલચ લોભ દાખી,
દુષ્ટ પ્રધાન નિજ માનવિ પાસ રાખી. ૫૫
તે આસપાસ વિટ દુષ્ટ દયા વિનાના,
કો જૈ શકે સમીપ ના ગુણરાગિ[૭] નાના;[૮]
આવે સમીપ કદી તો કરી હેલના રે[૯],
કાઢી મૂકે હૃદય આંખ ભરેલ ખારે. ૫૬
દે નાણું રાય જવ કૂંડવિષે અમાપ,
ત્યારે રહે મુખ વિકાસી કરી પ્રલાપ;[૧૦]
તું શૂળ દૂર કરવે નિરૂપાય[૧૧] આજ,
ફુટ્ટો કર્યે દૂર મહીપતિ લાઈલાજ. ૫૭
હે તાલ વૃક્ષ[૧૨] જન આત્મપ્રસંશી[૧૩] જેવા,
ઊંચે ચઢ્યો શીદ ઉંચાઈ બતાવી દેવા;
તારાવિષે જગહિતાર્થ[૧૪] ગુણો કશા છે?
શાને તું ફોગટ મહોટમ ખોટિ વાંચ્છે. ૫૮

---

૧ પ્રતિકૂળ. ૨ દુઃખ, હાનિ. ૩ સગાં. ૪ તખ્તનશીન. ૫ દેવનો અંશ છે જેમાં. ૬ વખાણ. ૭ ગુણમાં પ્રીતિ રાખનારા. ૮ નાનાપ્રકારના. ૯ મશ્કરી, ચેષ્ટા. ૧૦ બડબડાટ, લવારો. ૧૧ ઉપાય વિનાનો. ૧૨ તાડનું ઝાડ. ૧૩ પોતાનાં વખાણ પોતાને મોઢે કરનારા, આપવડાઈખોર. ૧૪ જગત્નું ભલું કરવા જેવા.

તારાથી કંદ મૂળ ગુપ્ત ભૂમી પ્રવેશે,
લોકોપકાર કરતાં અતિ અલ્પ વેશે;
થા દૂર દૃષ્ટિ તું ભણી નહિં ખેંચ લાજ,
જાણ્યુંજ પોકળપણું મહતાનું[1] આજ. ૫૯

પદ્માકર [2] પ્રફુલ્લ હે કવિવર્ણનીય,[3]
મિત્રોદયે[4] લલિતવેશનું નેત્રપ્રિય;
ગુંજારવ ભ્રમર ભોગિ કરે મધૂર,
તે સાંભળી ઉરવિષે ધરૂં હર્ષ પૂર. ૬૦

બીજાં ખગો મૃગ કરે જળપાન આવી,
લે સુખ સૌ ત્રિવિધ[5] વાયુનું પ્રેમ લાવી;
સંપત્તિ શ્રેષ્ઠ જનની જગહિત હેતુ,
દર્શાવતું શિખ રૂડી અતિ ધન્ય હે તું!!!" ૬૧

એવી વિવિધ રચના રમણીક ન્યાળી,
થાણે મુકામ ઠરી ગાડી સુવેગવાળી;
ઊભા ઘણા મજુર સ્થાન ત્યહાંનું ઘેરી,
લંગોટી એક કટિ[6] મસ્તક પાઘ[7] પ્હેરી- ૬૨

કો હાથ ધારિ હથિયારજ ખોદવાનું,
કોઈ કરે કૃત ભૂમી ઉંડી પૂરવાનું;
નિદ્રા કરે જન ઘણા શરીરે ઉઘાડે,
વાણી રૂપે હદ વિમોહ[8] ઉરે પમાડે. ૬૩

૧ મોહોટાઇનું. ૨ કમળ જેમાં થાય છે એવું તળાવ. થાણાની નજીક ચાલતી ગાડીમાં રહી જોવામાં આવ્યું હતું. એ અને પાછળ કહેલી અન્યોક્તિઓ પણ જોઇનેજ કરેલી છે. ૩ કવિઓને વર્ણન કરવા યોગ્ય. ૪ સૂર્યના ઉદયે. ૫ ત્રણ પ્રકારના, મંદ શીતળ અને સુગંધી. ૬ કેડ-કમર. ૭ પાઘડી. ૮ વિશેષમોહ.

ટોળું વિલોકી મજુરોતણું એવી રીતે,
આવી ઉરે કલપના કહું તે સપ્રીતે;
જાણે સહાયી સિધરાજતણા[1] ગુમાની,
ઉભી ભુતાવળી મહાબળી બાબરાની[2]. ६४
વેચાય ત્યાં અશન[3] પ્રાશન[4] વસ્તુ ઝાઝી,
લે પંથી દે ધન તૃષા ભુખ ટાળી રાજી;
સંતોપદેશ હરિભક્ત લઈ સુભાંતો,
પામે શું જેમ ભવપંથવિષે પ્રશાન્તિ.[5] ६५
ઊભા રહ્યા ઉતરી ત્યાંથી વળાવનારા,
જે રાજ્યભક્ત અતિ પ્રેમી હિતેચ્છુ પ્યારા;
સેવા મહીપતણીથી ઋણછોડ સાથે,
થૈને વળ્યા જયમ ખુશીભરી દેવું હાથ. ६६
વેગે ચઢી જયમ ધણીજ પિયુની પ્યારી,
ચાલી ત્યહાંથી ભરી માનવી કો ઉતારી;
વાધે ઘટે વિવિધ લક્ષણ નારિ જાતે,
આયુષ્યના જયમ રૂડા વધવાની સાથે. ६७
જોનારની નજરથી વહિ જાય ગાડી,
જોનાર જાય વહિ પંથીથકી પછાડી;
આ વિશ્વ જાય વહિ આપણ દેખતેય,
જૈયે વહી જગત દેખત આપણેય. ६८

---

૧ પાટણના મહારાજાધિરાજ સિદ્ધરાજ. ૨ એ નામનો ભૂત–કહે છે કે સિદ્ધરાજ મહારાજને એ ભૂત સહાય હતો; તેની મદદવડે મહારાજાએ મ્હોટાં મ્હોટાં જળાશય કિલ્લા વગેરે થોડી મુદતમાં બંધાવ્યાં હતા. પાંચ હજાર ભૂતાવળી લેઇને એવે પ્રસંગે સિદ્ધરાજ મહારાજપાસે આવીને બાબરોભૂત હાજર થતો. ૩ ખાવું, જમવું તે. ૪ પીવાનું. ૫ વિશેષશાન્તિ.

બે પંથ એક જતી આવતી બીજી એક,
બે પંથ સંસૃતિ[1]તણા જ્યમ એ વશેક;
બે પાસ વૃક્ષ અતિ વેગથકી નમે છે,
થાએ ધ્વનિ મધુર સાંભળવો ગમે છે. ૬૯

આ ભૂપને નમી કરી શુભ તાગ[2] માટ,
જાણે કરે યશનું ગાન દસોંદિ ભાટ;
દેખાય દૂર બહુની રચના રૂડેરી,
ભૂમી ફળદ્રુપ દીસે તૃણસાડી[3] પ્હેરી. ૭૦

નાના પ્રકાર તરૂભૂષણ સ્વર્ણ[4] ભાસે,
માણેક મોતિરૂપ શુભ ફળો પ્રકાશે;
એવો ન કોય અનભિજ્ઞ[5] હશે અનાડી,
મોહાય ના નિરખી નાજુક આવી વાડી. ૭૧

દેખાય ગાડીથી ઘણે દૂર ડુંગરા તો,
સોપાનમાર્ગ[6] બહુ સંધીથકી[7] જણાતો;
જાણે વિલોકી સમ વાસવવજ્ર[8] ગાડી,
નાઠા વિચારી બળ આગલું[9] વાટ પાડી. ૭૨

"હે શીરધારી તરૂ ટોપ વિરાજનાર,"
યુદ્ધેચ્છુ પર્વત ઉભો દૃઢ થૈ બહાર;

---

૧ જન્મ મરણના. ૨ દાન. વિવાહપ્રસંગઉપર રજવાડામાં ભાટચારણોને જે દાન આપવામાં આવે છે તેને તાગ કહે છે. ૩ ઘાસ એજ જેને સાડીરૂપ છે. ૪ વસંતઋતુનાયોગે પીળાં થયેલાં પત્રો તે જાણે સોનાનાં આભૂષણ. ૫ મૂર્ખ, અજાણ. ૬ પગથીયાંવાળો રસ્તો. ૭ પર્વતની સાંધ. ૮ ઇંદ્રનું વજ્ર. ૯ પ્રથમનું-તે એમ કે-પર્વતોને પ્રથમ પાંખો હતી તે ઇંદ્રે પોતાના વજ્રવડે (વીજળી) છેદી નાંખી તે દિવસથી પર્વતો એક સ્થળે પડી રહે છે. આ વાત પુરાણોમાં પ્રસિદ્ધ છે.

જો આવશે સમીપ તો તુજપેટ ફાડી,
બીજાની જેમ કરશે તુજ હાલ ગાડી. ૭૩
ફાવે ન જેહ તણી સાથ કીધે વિરોધ,
ત્યારે કરી કરવું શું ઉરમાંય ક્રોધ;
ઉરે સમાવી રીસ બેસવું ચૂપ સાધી,
જોતાં રૂડો સમય ગુપ્ત બળેથી વાધી. ૭૪
એ રાજ્યનીતિ રૂડી આવ પઢાવું આજ,
થા શાન્ત તું કવચ ટોપ ઉતારી તાજ;
રે પેંગડે પગ અપાય ન આત્મશિક્ષા,
શિક્ષા શુભાશુભની તું કરજે પરીક્ષા. ૭૫
રે દૈવહીન બધી હિંદપ્રજા કુસંપી,
આ આગગાડિથી શિખામણ લેજ જંપી;
છે હાડવેરી જળ અગ્નિ અનાદિ એવાં,
સંપી કરે કૃત જુઓ અદ્ભુત કેવાં! ૭૬
તેને ગણીજ જડ વાદ કરો વિતંડ,[1]
પોતે ગણો સમજણા નિજને[2] અખંડ;
રે ભાગ્ય એ દુખ અભાગિણિ બુદ્ધિકેરૂં,
કોની કને જઈ કથું જગમાં ઘણેરૂં. ૭૭
ઘાલ્યું તમે ઘર[3] કુસંપ કરી કરીને,
ચેતો હવે મનવિષે પ્રભુથી ડરીને;
આ આગગાડિથકી સંપ સુખો પ્રમાણો,
વિદ્યા કળા વિવિધ સંપી સ્વદેશ આણો. ૭૮

---

૧ તકરારમાં કોઇને મિથ્યા ચું થવો, રીશ ચઢે એવી ખોટી તકરાર કરી વાદ કરવો. ૨ પોતાને. ૩ આ આર્યદેશને વણસાડ્યો એવો ભાવાર્થ.

કલ્યાણિ આવી મતિ ત્યાં અકળાણિ[1] મારી,
જ્યાં વર્ણનીય[2] રચના નિરખાય ભારી;
એ રાજ્યધાની રૂડી ભૂવડ ભૂપકેરી[3],
જેણે લીધેલ જયશીખરી[4] રાજ્ય ઘેરી. ૭૯

તે ભૂપ ભૂવડ અને જયશૃંગ[5] બેય,
ભૂંસૈ ગયા ભૂમિથકી બળ અપ્રમેય;
ક્ષત્રીપણું અતિ શૂરા જયશીખરીનું,
કલ્યાણી ભૂપનું મહાબળ દુર્મતિનું. ૮૦

એ બે રહ્યાં અમર થૈ ઇતિહાસ લેખે,
કર્મો શુભાશુભ સમાન પછીથી પેખે;
નિર્ખાયું નેરલ[6] પછી રચના નવીનું,
જેણે પ્રફુલ્લ કર્યું દીલ બહૂ કવીનું. ૮૧

આવ્યો મુકામ પછિ કર્જત તે વિલોકી,
જોવા જને સુરચના નિજદષ્ટિ રોકી;
બે પાસ ગાડી વચમાં અનુરાગ બાગ,
હર્ષે ન ન્યાળિ જન તેહતણાં અભાગ્ય. ૮૨

ત્યાંથી દિસે ચઢણ દુર્ઘટ ઘાટ વાટ,
તે જોઈને મનવિષે ઉપજે ઉચાટ;
જોડાક્ષરો નિરખિ પાઠ્વિયો પ્રકંપે,[7]
જાણે ભર્યાં દિલ દિસે અતિશે અચંબે. ૮૩

અંધાર ઘોર પથ પર્વત પેટ ફાડી,
કાઢેલ તે ગહન ઊતરવા અગાડી;

---

૧ અકળાઇ–મુઝાઈ. ૨ વર્ણન કરવા યોગ્ય. ૩ સોલંકી વંશનો ભુવડ રાજા. ૪ ગુજરાતનો ચાવડા કુળનો મહારાજા. ૫ જયનો શિખરરૂપ. ૬ એ નામનું સ્ટેશન. ૭ વિશેષ કરીને ધ્રુજે.

"થાશે શું" એમ હું વિચાર કરૂં છું એવે,
આવ્યું સહાયકર ઈંજીન બીજું તેવે. ૮૪
બે ઈંજીનો રહ્યુંજ પાછળ એક આગે,
ગાડી બધી રહિ ઉતારૂની મધ્યભાગે;
ચાલ્યાં સવેગ સુસવાટ કરી સજોરે,
શોધી કહું છું ઉપમા સુણજો મઝોરે. ૮૫
મારૂતિ[1] અગ્ર યુવરાજ[2] પછાડિ શુધ્ધે,
લાંગૂલ[3] સાહિ કપિ[4] એક બિજાનું મધ્યે;
સીતાની[5] શોધ તક પંથ ભુલી ત્વરીત,
પેઠા ગુફા ગહનમાં જ્યમ સૌ સભીત. ૮૬
રેતી લીધી લપસી જાય ન ગાડી માટે,
તે વેરતા ઝટ જતા વસમીજ વાટે;
ઘેરાય ગાડી ફરતા બહુ ડુંગરોથી,
આવે સપાટ ભૂમિકો સ્થળ અદ્ભુતોથી. ૮૭
સંપી ઉભા વીજળી ઘેરી વચ્ચે સમગ્ર[6],
ટાંપી રહ્યાં શું પડવા તુટી પર્વતાગ્ર[7];
રે મૂર્ખતા ન કરતા કશી રોષ કાંઈ,
આ ઈંદ્રઆયુધ[8] નથી પણ આગગાડી. ૮૮
જો છેડશો તડિતતુલ્યની[9] આ સવેગા,[10]
તો પેટ ફાડી કરશે પછી ભોંય ભેગા;

---

૧ પવનપુત્ર હનુમાન. ૨ વાળીપુત્ર અંગદ. ૩ પુચ્છ. ૪ નળ નીલ વિગેરે વાનરાઓ. ૫ સીતાની શોધ કરવા ગયેલા હનુમાનાદિક વાનરાઓ એક ગુફા આગળ ભૂલા પડયા તે વખતે તે ગુફામાં પ્રવેશ કરતાં હનુમાન અગ્રભાગે રહ્યા હતો, નલનીલાદિક તેની પછાડી અને અંગદ સૌની પાછળ. રામાયણના કિષ્કિંધાકાંડમાં એ વાત છે. ૬ સઘળા. ૭ પર્વતના અગ્રભાગ- શિખર. ૮ વજ્ર. ૯ વીજળી જેવી. ૧૦ વેગ સહિતની.

કાપી ઘણા ગહન[1] માર્ગ જતી અગાડી,
આવી રહી ટનલના[2] મુખમાંય ગાડી. ૮૯
પેઠી મુખે ટનલને અતિ વેગવાળી,
છેડે ત્વરિત નીકળી ભય સર્વ ટાળી;
એવી કૃતિ નિરખી હું ઉપમા વિચારી,
આપું સુણો સુજન સ્નેહ ઘણો વધારી. ૯૦
શ્રીરામરાવણરણે બળિ કુંભકર્ણ,[3]
જાણે ઉભો મુખવિકારીજ શ્યામવર્ણ;[4]
ક્રોધે ધરી ધરી મૂકે મુખમાં કપિને,
ક્રોધી કપિ કુખબહાર પડે ટપીને[5]. ૯૧
વૃંદાવને વળિ અઘાસુર[6] કંસ પ્રેર્યો[7],
આવી ઉભો જયમ કરી વિકરાળ ચેરો;
લીધાં ગળી કપટવેશથી ગોપધેનુ,
કાઢયાં બહાર પ્રભુએ ચિરી પેટ તેનું. ૯૨
કીધી સહાય ગઉ[8] ગોપ સખાની સારી,
કૃષ્ણે મહાવિપત જેમ લીધી નિવારી;

---

૧ મુશ્કેલ. ૨ પર્વતને કોરીને રસ્તો કાઢેલો તે, વિવરમાર્ગ. ૩ રાવણનો ભાઇ, એ રણ સંગ્રામમાં અતિ ક્રોધે કરી વાનરોને પકડી પકડીને મોઢામાં મેલતો, વાનરો તેની કુખ ચીરીને બહાર આવી વળી યુદ્ધ કરતા એવી કથા રામાયણના યુદ્ધકાંડમાં છે. ૪ કાળો રંગ. ૫ કુદીને. ૬ એ નામનો અજગરરૂપ રાક્ષસ. ૭ કંસનો મોકલેલો-એ સર્પરૂપ રાક્ષસ શ્રીકૃષ્ણ જ્યાં વૃંદાવનમાં ગાય ગોપાળ સહિત હતા ત્યાં આવી મોં ફાડી બેઠો હતો, તેને ગુફા જાણી ગાયો અને ગોપ અંદર પેઠાં. શ્રીકૃષ્ણે અંદર જઇ પોતાનું અંગવધારી તેને ચીરી નાંખ્યો અને ગાય ગોવાળ સહિત કુશળ બહાર નીકળ્યા, એ કથા શ્રીભાગવતમાં છે. ૮ ગાયો.

છે વિર્દ આપ કુળનું જનદુઃખહારી,
રે'જો સદાય ભુજનાથ સહાય ભારી. ૯૩
અંધારૂ ઘોર ટનલે ધ્વનિ ઘોર થાય,
તે સાંભળી ભલભલા નર ત્યાં મુઝાય;
ગર્ભાશ્રયે જીવ મુઝાય ઘણોજ જેમ,
"હે નાથ સદ્ય છૂટકો કર તું સપ્રેમ." ૯૪
ક્યારે અહીંથી નીસરી રવિ સ્વચ્છ જોશું?
અલ્પપ્રકાશી દીપથી ક્યમ રાજી હોશું?"
એવી રીતે જન કરે મનમાં વિચાર,
થાએ ખુશી ટનલનો ઝટ થાય પાર. ૯૫
આવે બીજા ટનલ બેડક[1] છેક એવા,
તેનોય પાર લહિ હર્ષિત પૂર્વ જેવા;
હાંકી ગઈ ચઢિ ચઢાવ બીચારી ગાડી,
વિશ્રામકાજ[2] ઉભી થાકી જઈ અગાડી. ૯૬
વિશ્રામ લે થઈ અગાડી પછાડી આપ,
ચાલી બતાવતી સુસંપતણો પ્રતાપ,
જે અગ્ર[3] તે પુઠળ પૂઠળ તેહ આગે,
આશ્ચર્ય પંથીજનને ઉરમાંય લાગે. ૯૭
સંસારચક્રતણી એજ રીતિ અનાદી,
દર્શાવતી વધતી ગાડી જતી અગાડી;
ત્યાંથી વળી અધિક ઘાટ ઉંચો દિસે છે,
નેહે નવીન રચના નજરે પડે છે. ૯૮
તેડે ઈશારત કરી જન નિર્ખતા જે,
જોનારને પથિક સાન કરે સમાજે,

૧ બેદ પમાડે એવા. ૨ એ ઘાટ ચઢી રહ્યા પછી ગાડી ત્યાં થોડી વાર ઉભી રહેછે, અને પછી વળ દઈને ચાલે છે. ૩ આગળ.

જેનું ખપે ન જયમ તે ધરી ભાવ સારો,
મિથ્યા પરસ્પર કહે જમવા પધારો. ૯૯

બે સામસામી ભુલથી અથડાય[1] ગાડી,
ઊતારૂ ઘાયલ થતા બુમરાણ પાડી;
તે જેમ બે રથિ[2] લયોબથ યુદ્ધભોમે,
સેના પરસ્પર ધવાતી ઘણાજ જોમે. ૧૦૦

ક્રોધે લડે દ્વિરદ[3] ઉદ્ધત[4] બે અતીશે,
વૃક્ષોતણો જયમ વિનાશ વિશેષ દીસે;
નાહેલી યાર[5] સહ ભેટતી સામી રસ્તે,
બંને જણા જયમ લડે કરી ક્રોધ હસ્તે. ૧૦૧

મધ્યસ્થ[6] કોઈ થઈ લાલ ધજા[7] ધરે છે,
એ વાવટો જયમ સલાહતણો ઠરે છે;
હેતે મળી ઉભય એક પથે[8] પળાતા,
જાણે ક્ષમા કરી કર્યા અપરાધ જાતા. ૧૦૨

સંસારની વિકટ વાટ સમાન ઘાટ,
આવી સુધીરજન[9] જેમ ચઢી અઘાટ;

૧. કોઈ વખતે સામસામી ગાડી અથડાવાનો અકસ્માત્ બને છે. ૨ રથમાં બેસી ઘણાં લશ્કરસાથે યુદ્ધ કરનારો. ૩ હાથી. ૪ મસ્તાનો. ૫ સ્ત્રીનો ઉપપતિ. ૬ બે પક્ષનું સમાધાન કરવા વચમાં પડેલો ત્રાહિત પુરૂષ. ૭ સામસામી આવતી ગાડીની ખબર બંગલીવાળાને પડેતો તે લાલ રંગનું નિશાન વચમાં રહીને હલાવે છે તેથી બંને ગાડીયો પોત પોંતાની હદમાં ઉભી રહે છે, અને અકસ્માત્ થતો અટકે છે. ૮ વળવાનો જુદો રસ્તો ન હોવાથી બંને ગાડીઓ એકજ રસ્તે જાય છે. ૯ સારો હીમ્મતવાન.

બે ચાર બ્રેકરથ[1] ઊતરતાં ચઢંતાં,
સારી સહાય રહિ પૂઠળ તે કરંતા: ૧૦૩

સન્મિત્રમંડળ સહાયક જેમ હેતે,
થાયે સદા ચઢતિ ને પડતી વિષે તે;
ખટાલું[2] આવ્યું પથનો કરી ખંડ ખંડ,
ગાડી ઉભી અભય[3] રાચી બળે પ્રચંડ[4]. ૧૦૪

કાઢે વરાળ બહુ તેથી ટિપાં ઝરેછે,
જાણે રણશ્રમતણાં[5] શુભ બિંદુ એ છે;
થાએ સુશબ્દ નીકળે બહુ બાષ્પગોટા[6],
એ અટ્ટહાસ[7] જય પામી કરે શું મોટા. ૧૦૫

લીધા નવા બહુ દીધા બહુને ઉતારી,
આપું વળી સુઉપમા ઉરમાં વિચારી;
જેણે ન જોર કર્યું જંગવિષે[8] સપ્રેમ,
તેને રજા દઈ નવું લીધું સૈન્ય જેમ. ૧૦૬

ચાલી સીચીજ કુલટા[9] જયમ યૌવનાંતે[10],
ઇચ્છા સવેગતણી તો ન મટે વયાંતે[11];
પૈડાંતણો ખડખડાટ થતો સતાલ,
ગાતાં મૃદંગરૂપ થૈ સ્વર તાણી ખ્યાલ. ૧૦૭

---

૧ ગાડીને ધીમી પાડવી હોય ત્યારે અથવા ચલાવવી હોય ત્યારે તેનાં પૈડાં આગળ જે અટકણ લગાડવામાં આવેછે એવી ગાડી. ૨ એ નામનું સ્ટેશન. ૩ ભય વિના થઇને. ૪ અતિ તેજવાન. ૫ યુદ્ધ કરવાથી પડેલી મેહેનતનાં ૬ વરાળના ગોટ. ૭ ખડખડ મોટેથી હસવું-(હાસ્યનો રંગ સફેત છે તેપરથી.) ૮ લઢાઈ. ૯ વ્યભિચારિણી. ૧૦ જુવાનીના અંતભાગે. ૧૧ આયુષ્યના અંત ભાગમાં પણ.

ત્યાં[1] અપ્સરાસમ ફરે મડમો રૂપાળી,
કો સ્વામિ કો સખીતણો કરકુંજ[2] ઝાલી;
કે'વાય કેમ નૃત કાજ ભરાય રોષે,
તો થાય તાન્ડવ પુરો શિવનો પ્રદોષે[3]. ૧૦૮
જાતાજ અસ્તગિરિ[4] લોકસખા[5] વિલોકે,
પંખી કરે કલબલાટ બધાં સશોકે[6];
થૈ વાનપ્રસ્થ[7] નૃપ વાસ વને કરંત,
ન્યાળી રૂવે જયમ પ્રજા પુરની સમસ્ત. ૧૦૯
અસ્તાચળે રવિ ગયો નમીને નિદાન,
દેખાતું બંધ થયું રક્ત[8] રથે નિશાન;
રે બોલતાંય ખગ[9] બંધ પડયાં બધાંયે,
માળે સુતાં રહિતચેતન[10] જેમ કાયે. ૧૧૦
દેખાતું બંધ રથનું ભગવું નિશાન,
તે જોઈ મૂર્ચ્છિત પ્રજા જયમ ભૂલી ભાન;
તેજ પ્રભાગત તિમિર[11] વધ્યું વિશેષે,
દેખે ન મુખ જન એક બીજાનું લેશે. ૧૧૧
રાણી કુમાર વિરહે વનરાયપાસે[12],
જાતાં પ્રજા મન મુઝાય ઉદાસ ભાસે;

---

૧ ખંડાલાના ઘાટપર પણ કેટલાક સાહેબો હવા લેવા ઉનાળામાં જાય છે. ૨ હસ્તકમળ. ૩ સંધ્યાકાળે, (મેલટ્રેન ત્યાં સંધ્યા વખતે પહોંચે છે તેપરથી.) ૪ જે પર્વતની પેલી પાસ જવાથી સૂર્ય અસ્ત થાય છે તે. ૫ સૂર્ય. ૬ શોકે સહવર્તમાન. ૭ ગૃહસ્થાશ્રમ કર્યા પછી સંસાર ઉપરથી ભાવ ઉઠાડી એકાન્ત વનમાં વાસ કરવાનો કાળ. ૮ રાતું. ૯ પક્ષીઓ. ૧૦ જીવ-વિના. ૧૧ અંધકાર. ૧૨ વાનપ્રસ્થ થઇ વનમાં ગયેલા રાજાની પાસે.

સંધ્યા[1] કરી નમન ભૂસુર[2] ઉત્તરાશે[3],
સુર્યાસ્ત તોય રવિને કરીને ઉપાસે.· ૧૧૨
ઓટે[4] નમે નિત જઈ થઈને ઉદાસ,
જાણે સખાષ્પ ઉર[5] કોઈ અનન્યદાસ[6];
દેખાય ત્યાં ભગવો રંગની પશ્ચિમાશા[7],
પામ્યો વિરાગ રવિ શું ધરીને નિરાશા. ૧૧૩
જોઈ ન જાય સ્થિતિ કોક[8] સુકુંજકેરી[9],
સૂર્યાસ્તથી હૃદય ગ્લાની થઈ ઘણેરી;
ત્યાગે સુવૈભવ બધો નૃપના વિયોગે,
જે રાજ્યભક્ત જયમ તેહ બળે પ્રશોકે. ૧૧૪
જોઈ સુનું જગતરાજ પધારી હેઠો,
શાપિત[10] ખંડિત[11] શશિનૃપ પાટ બેઠો;
શોભે નિશીમહિષી[12] તારકભૂષણોએ[13],
ને ચાંદનીરૂપ ધર્યો શિરસાળુ સોહે. ૧૧૫
નાનો[14] શશિનૃપતિ મ્હોટી[15] નિશિ મહિષી,
એવું કજોડુ કરમે મળ્યું પેલી વીશી;

---

૧ જનોઈવાળી જાતિએ અથવા બ્રાહ્મણે સવાર બપોર અને સાંજે કરવાનું જે ધ્યાનકર્મ તે. ૨ બ્રાહ્મણ. ૩ ઉત્તર દિશાએ. ૪ સ્મશાનસ્થંભ, છતરડી, કચ્છમાં ઓટા કહે છે. ૫ ગળગળિત મન. ૬ એકનાજ ઉપર જેનો આધાર અથવા ભાવ એવો ચાકર. ૭ પશ્ચિમ દિશા. ૮ સૂર્યના ઉદયથી પ્રફુલ્લ રહેનારૂં પક્ષી. ૯ સારાં કમળ. ૧૦ શાપ પામેલો. ૧૧ ખાંડો-થયેલો-વૈશાક શુદ ૪ સંવત્ ૧૯૩૮ તેથી પહોર રાત્રીસુધી ચંદ્ર-પ્રકાશ હતો. ૧૨ રાત્રીરૂપી પટરાણી. ૧૩ તારારૂપી અલંકાર-ઘરાણાંથી. ૧૪ આઠ ઘડાનો તેથી નાનો. ૧૫ ત્રીશ ઘડીની રાત્રી તેથી ચંદ્રરૂપી પતિના કરતાં રાત્રીરૂપી પટરાણી મ્હોટી.

એ દુઃખ જે કુમુદની નણદીનીં[1] પાસે,
રોઈ સુણાવ્યું વહુવ્યાપિનિએ ઉદાસે. ૧૧૬
ભાઈતણો ઉદય ન્યાળી પ્રફુલ્લતામાં,[2]
ભોજાઈની[3] સ્મરવ્યથા[4] ન ધરી હૃદામાં[5];
ભોજાઈએ મન ગમ્યો પછી માર્ગ લીધો,
ટૂંપો ગળે પ્રહરમાં[6] પતિનેજ દીધો. ૧૧૭
ઓઢચો સશોક પછી તો શિર શ્યામ[7] સાળુ,
એ લોકલાજથકી ઢોંગ કર્યો નિહાળુ;
પાળ્યો ખુણો પળ ઘડી[8] પછી એ પ્રકાશ્યાં,[9]
કાળાં કટાક્ષ વિપર્યિ મનમોહ ભાસ્યાં. ૧૧૮
સૌભાગ્ય સ્વામિતણું જે ચુંદી ચાંદલાનું,
કાઢચું દીસે કર લલાટ થકી મઝાનું;
વર્ત્તાવી આણ પછી દુંદી પિટાવી દેશે,
"રાજેશ્વરી નિશિમહિષી[10] ખમા વિશેષે." ૧૧૯

૧ ચંદ્ર એ કુમુદબંધુ કહેવાય છે તેથી કુમુદની એ રાત્રી રાણીની નણંદ કહી છે. ૨ પ્રફુલ્લપણામાં-ચંદ્રને જોઈ કુમુદની ખીલે છે તેમ ભાઇની ચઢતી જોઇ બેન પણ પ્રફુલ્લ થાય છે. ૩ ભાઈની વહુ-અહીયાં રાત્રીરૂપી રાણી. ૪ કામદેવની પીડા. ૫ મનમાં. ૬ આઠ ઘડીમાં-ચોથનો ચંદ્રમા આઠ ઘડી પ્રકાશે છે. ૭ કાળો-ચંદ્રમા અસ્ત થવાથી રાત્રી અંધારી થાય છે. ૮ ઘડીવાર-ચંદ્રમા અસ્ત થયા પછી એકદમ અંધકાર થાય છે પણ થોડીવાર પછી રાત નિર્મળને ઉજેશ મારે છે.-થોડીવાર જે અંધકાર રહે છે તે જાણે પતિના તરત મરણે કરી ખુણો પાળ્યો. ૯ તેજવાળી થઇ-ગર્ભિત અર્થ એ કે પોતાને રૂપે થયાં. ૧૦ રાત્રીપટરાણી. આ વર્ણન રાત્રીમાં બનતા બનાવોનું જાણવું. એમાં અંધેર કારભારનો જુલમ વર્ણવ્યો છે.-એ દરેકને બોધ લેવા લાયક છે.

કીધો પ્રધાન ક્રુર હિંસક વ્યાઘ્ર[1] વ્હાલે,
ઝાડીથી નીસરી સલામ કરી નિહાળે;
શીઆળને કીધ પ્રપંચિ સિરસ્તદાર,
તૈયાર ભક્ષ બહુ મેળવવે શિકાર. ૧૨૦
ખાતાંતણા ઉપરી અન્ય કર્યા હઠીલા,
ભાલુ[2] ભયંકર કરાળ વરૂ વગીલા[3];
સીપાઇયો સરપ વીંછી અને ખજૂરા,
શસ્ત્રો સજી નિકળિયા ઉર ક્રૂર પૂરા. ૧૨૧
ફાલૂ[4] તથા ધુવડ ને તમરાં બધાંએ,
આરંભ્યુ ગાન નૃત એ નિશિતાયફાએ;
ડોકાય ત્યાં દરથી ઊંદર ચોર બ્હાર,
માંજાર પોલિસ છુપી બની સાધિકાર. ૧૨૨
સંચાર ઘોર અતિ ઘો રૂપ ગોલિયોનો,
જેનાથી સૌ સભય બાર રહે ન કેનો;
માનીતી ગોલી બહુ ચંદન ઘો[5] કૃશાંગી[6],
થાપી વડી સહુ વડારણમાં[7] સુહાગી. ૧૨૩
રોહિણી[8] શોક્ય વરીને ઘરી બંધીશાળે,
પોતે ચઢી મૃગશિરે સજી તેહ કાળે;

૧ વાઘ. ૨ રીંછ. ૩ વગવાળા-પ્રધાન વ્યાઘ્ર હિંસકજાત, તેમ રીંછ વરૂ વગેરે હિંસકજાત તેથી તેઓ વાઘની વગવાળા કહ્યા છે. ૪ ઘરડું શિયાળ. એના દાંત પડી જવાથી મૂળે એનો સ્વર કર્ણકટુ, તેમાં વળી દાંત નહીં તેથી બમણો કર્ણકટુ થાય છે. ૫. એ જાનવર બહુ પાતળું હોય છે. જેને કરડે તે તરતજ પ્રાણ મૂકે છે એવું ઝેરી છે. ૬ પાતળા અંગની. ૭ દાસી-વર્ગ. ૮ એ નામનું નક્ષત્ર-સત્તાવીશ નક્ષત્રને ચંદ્રની પ્રિયાઓ કલ્પી છે, રોહિણી સર્વથી અધિક પ્રિયા કલ્પી છે. વળી એ દિવસે રોહિણી નક્ષત્ર ૨૩ ઘડી ૨૨ પલ હતું, પછી મૃગશર નક્ષત્ર બેઠું હતું.

અષ્ટપ્રધાન[1] ગ્રહ ખાસ કર્યા ખુશીથી,
થોડું ઘણું જગતરાજ ઉજાસ જેથી. ૧૨૪
મૂક્યા પિશૂન[2] ફરતા બહુ નાગ ઝેરી,
જે સર્વના જગ અકારણ હાડવેરી;
એવી રીતે અમલદાર નિમી અપાર,
લાગી મહિષી કરવા નિશિ કારભાર. ૧૨૫
સોંપી દીધો સરવને કુલ અખ્તિયાર,
સર્વે બન્યા અમલ કારણ હુશિયાર;
ગંભીર ને કરી ભયંકર શબ્દ ત્રાડ્યો,
વ્યાઘ્રે બધેય વન ત્રાસ ઘણો પમાડ્યો. ૧૨૬
ઘેરી રહ્યો સરિતતીર તળાવપાળ,
છૂપો ઉભો સમીપ ઝાડીવિષે કરાળ;
એવે વછૂટી પડીને ધણમાંથી[3] ધેનુ,
આવી ચઢી ભુલથી ત્યાં કુટયું કર્મ એનું. ૧૨૭
ભાં શબ્દ તે કરતી વાછરડાં વિયોગે,
રૂંધાય કંઠ જળવત્સવિના સશોકે;
વેગે વિલોકિ જળ આવી બિચારી આરે,
અન્યાયિનો અમલ જાણતી ના લગારે. ૧૨૮
ટાંપી રહેલ તળપી[4] ચઢિ કંઠ બેઠો,
રે રાંકડો પુનિત દેહ પડ્યોજ હેઠો;

---

૧ આઠ પ્રધાન-ચંદ્રનો અસ્ત થવાથી આઠ ગ્રહરૂપી પ્રધાન. ૨ ચાડિયાઓ એક ઠેકાણે જે વાત એક રૂપે કહે તે બીજે ઠેકાણે ફરવીને બીજે રૂપે કહે જેથી બીજાનું અનહિત થાય તે કારણથી તેઓને સાપની પેઠે બે જીભ વાળા કહ્યા છે. ૩ ગાયોનું ટોળું. ૪ તળપ મારીને-કુદકો મારીને.

માથી વછૂટુ મૃગશાવક[1] એક રંક,
આવે દયા નિરખિ દીસતું નિષ્કલંક[2]. ૧૨૯
રે કાળ તેય ન કરે મન મારવાને,
આવ્યું ત્યહાં અરર આવી બન્યું નિદાંને;
પંજો હણી પલકમાં પ્રિયપ્રાણ લીધો,
વ્યાઘ્રે વડો વિજય ન્યાય રહિત કીધો. ૧૩૦
બીજાં કુકર્મ બહુ પાર ન પામું વર્ણી,
થાયે પ્રકંપ[3] ઉર એવી અયોગ્ય કર્ણી,
શિયાળ ને સુવર બે કરી સંપ ગાઢ,
ભેલાડી ઉજ્જડ કર્યા જઈ ઈક્ષુવાઢ[4]. ૧૩૧
સ્વાર્થી શિયાળ પછી ભુંડથી છાનું ભાગ્યું,
બચ્ચાં ઈડાં કુકડી કેરૂં અભાગ્ય જાગ્યું;
વાળ્યું નખોદ મરઘાતણું વાંક વિના,
જાણી પ્રભાત છડિદાર રૂડા રવિના. ૧૩૨
આપાપમાં[5] કપટ ચાતુરિયો કરે છે,
બીજાની વાત કશી ત્યાં ઉર સૌ ડરે છે;
સર્પો વીંછી વરૂતણો અતિ કેર[6] દીસે,
લીધા જીવો અનપરાધીતણા અતીસે. ૧૩૩
માંજારનો જુલમ ઊંદરચોર જાણે,
માટે ન રોકુ લખી પત્ર ઘણાં પરાણે;
નિર્વંશ કીધ બહુને જગ ગોલિ ઘોએ,
ચારે દિશી જુલમ જુલમ ઝાંખી જોએ. ૧૩૪

૧ હરણનું બાળક. ૨ વાંક વિનાનું. ૩ વિશેષ ધ્રુજારો. ૪ શેરડીનો વાઢ.-શિયાળ અને ભુંડ એ જનાવરો શેરડીના પાકને બહુ નુકશાન કરે છે. ૫ પોતપોતામાં. ૬ ગજબ.

એતો કથ્યો જુલમ મેં વન તાલુકાનો,
હાવાં સુણો નગર ગ્રામ પુરો પરાંનો;
નારી જતી પતિકને અભિસારિકાઓ[1],
સોળે[2] સજી બણિઠણી સુકુમારિકાઓ[3]. ૧૩૫

હીરાતણાં શ્રવણકુંડલ[4] લોલ[5] દીસે,
તેમાં પ્રકાશ મુખચંદ્રતણો અતીશે;
તેણે કરી તિમિરધ્વંસ[6] ગતિ સુહંસા[7],
જાતી કઢાવતિ કવિમુખથી પ્રસંશા[8]. ૧૩૬

નેપૂરથી મદનદુંદુભિ[9] જાણું દેતી,
સીપાઈ સર્પ વિંછિને "દૂર દૂર" કહેતી;
પોતે પતિવ્રતપ્રભાવથી[10] રક્ષિતા[11] ત્યાં,
પ્હોંચી સભીત પતિ મેડિવિષે સુતા જ્યાં. ૧૩૭

કર્માનુસાર કુલટા ધરી સાળુ કાળો,
સ્વામી સુતો શ્રમથી થૈ અતિ ઊંઘવાળો;
તેને તજી ભટકવા સુની શેરિઓમાં,
ચાલી ધીરે ચિત ધરી પરપૂરૂષોમા. ૧૩૮

ત્યાગી સ્વપત્ની[12] સુવ્રતા[13] સ્વરૂપા[14] અપાર,
નિર્ભાગી જારપુરૂષો[15] નીકળ્યા બહાર;

---

૧ કામે કરી ઉત્કંઠિત થઇને પોતે પતિપાસે જનારી તે.– આઠ પ્રકારની નાયિકા કહી છે, તેમાંની એક. ૨ સોળે શણગાર. ૩ કોમળ અંગવાળીઓ. ૪ કાનનાં કુંડળ. ૫ ચંચળ–ચપળ. ૬ અંધકારનો નાશ કરી. ૭ સારાહંસની. ૮ વખાણ. ૯ કામદેવનાં નગારાં. ૧૦ મહિમા. ૧૧ સચવાયલી–રક્ષણ પામેલી. ૧૨ પોતાની સ્ત્રી. ૧૩ સારાં આચરણની. ૧૪ સારાં રૂપવાળી. ૧૫ વ્યભિચારી પુરૂષો.

સંકેતને સ્થળ મળી કુલટા ઉભેલી,
એવે ડસ્યો સરપ ભૂમિ ન વાપરેલી. ૧૩૯
પાવા ન પાણી ઉભી એ ડરી લોકલાજે,
છે પ્રીત પીતળ સગાઈ સુનુ અકાજે;
વારાંગના[1] મદનદીપની[2] દીપ્ત[3] જ્વાળા,
તેમાં પતંગ૦વ્યભિચારી પડે રૂપાળા. ૧૪૦
અંજાઈને ફરી ફરી ઉડી ઉડી આવે,
અંતે મરી ઉરવિષે કરૂણા અણાવે;
હારે જુગારી નિજનારીસુધાં જુગારે,
તોએ હઠે ન રમતા કરી વાદ ભારે. ૧૪૧
સર્વસ્વનાશ[4] જન થાય જુગારખાને,
ત્હારા નિશિ અમલનું જગ દુઃખ જાણે;
ઉપાસકો વણિક ભૂસુર દેવીકેરા,
તે બાટલીભગત[5] રાજી થતા ઘણેરા. ૧૪૨
"રે'જો નિરંતર નિશિ મહિષીનું રાજ્ય,"
"લાભે કલાલ બહુ આપણ રાજી આજ,"
શું તેમની કથુ ભયંકર સ્થિતિ આમાં,
મા બેન નાર સરખી ગણતા નિશામાં.[6] ૧૪૩
ચોરોતણે હૃદય તું બહુ ભાવનારી,
રે રાંડ રાત્રિ જગ કેર કરાવનારી;
શું દુષ્કૃતો વરણું હું મન લાજ પામું,
થોડાંજ છે સુકૃત[7], જે વરણી વિરામું. ૧૪૪

---

૧ વેશ્યાઓ. ૨ કામદેવના દીપકની. ૩ પ્રકાશિત. ૪ તમામ નાશ. ૫ દારૂની બાટલીઓની આસ્થાપૂર્વક સેવાકરનારા. ૬ કેફમાં. ૭ સારાં કામ.

વિદ્યાર્થી મંત્ર જપતા[1] તુજ નાશ થાય,
તારા પ્રકાશ અરિ દીપની લે સહાય;
તેને સુતા તુજતણી ઉંઘ લેતી ઘેરી,
હાહા પ્રપંચકુશળા[2] તું નિશિ નમેરી[3]. ૧૪૫
જોઈ ઘણો ગજબ આ નિશિ રાણીકેરો;
સર્વે મળી સુદૃઢ સંપ કર્યો ઘણેરો;
ઉદ્યોગ બંધ કરીને હડતાળ પાડી,
વાસ્યાં કમાડ જન કો ન શકે ઉઘાડી. ૧૪૬
શેરી બજાર શુનકાર પરાં પુરોના,
રસ્તા સુના નગર ને ગલિ કુંચિયોના;
સર્વ સ્થળો વિજન[4] ને વન શાન્ત સર્વે,
હા હા[5] બધુંય વણસાડ્યું વિશેષ ગર્વે. ૧૪૭
તોએ મહારૂપ ભયંકર ધારી ક્રૂર,
સત્તા ચલાવતી અતિ જુલમી જરૂર;
સત્તાતણો કરી અનાદર આગગાડી,
લાનોલી[6] આવી પથ દુસ્તર પાર પાડી. ૧૪૮
તે જેમ વૈદ્યમણિ[7] રોગ અસાધ્યવાન[8],
વેગે મટાડી શકતા પરખી નિદાન[9];
દીધા ઉતારી લીધ ત્યાંથી જનો અપાર,
ખાતે કરે જયમ વણિક જમે ઉધાર. ૧૪૯

૧ અભ્યાસ કરતા એ અર્થમાં. ૨ ખટપટમાં પ્રવીણ—ચતુર. ૩ દયાવગરની. ૪ માણસ વિનાનાં. ૫ અરે અરે. ૬ એ નામનું સ્ટેશન. ૭ વૈદ્યોમાં શ્રેષ્ઠ. ૮ સાધ્ય ન થાય એવો—મટી ન શકે એવો. ૯ મૂળકારણ.

કર્જટ[1] સુધી હતી કિશોરવયે કુમારી,
ચાલી સીધી રહિતદોષ પ્રહર્ષકારી[2];
ત્યાંથી જુવાની પછી આવી ગધાપચીશી,
વાંકેચુકે ટનલપંથ ચઢેલી દીસી. ૧૫૦

લાનોલીથી સીધી ગતિથી સવેગ ચાલી,
વૃદ્ધાપણું નિજનું પંથપતિનું ન્યાળી;
ફાડી પહાડ ઉર વૈર મહાન વ્હોરી,
ઢોળાવ[3] ઊતરતી વેગસહિત ધોરી[4]. ૧૫૧

તે જેમ બારવટું[5] જબ્બરથી કરીને,
જાસો[6] કરી ઝટ પળાય ઉરે ડરીને;
ન્યાળી નદીપુલ પડી ધીમી મંદ ચાલે,
જાણે રખે જનકવૈરિણિ[7] જાણી બાળે. ૧૫૨

૧ એ નામનું સ્ટેશન—મુંબઇથી પુનાસુધીના માર્ગના ત્રણ ભાગ કરીએ તો પ્રથમ કર્જટ સુધીનો, બીજો ભાગ કર્જટથી લાનોલી સુધીનો અને ત્રીજો ભાગ લાનોલીથી પુના સુધીનો. કર્જટ સુધી સીધી રેલવે છે, કર્જટથી લાનોલી સુધી ખંડાલાનો ઘાટ ચઢવાનો તે વાંકો ચૂકો માર્ગ છે તથા એટલામાંજ ઘણાખરા ટનલ આવે છે. લાનોલીથી પુનાસુધીનો પાછો સીધો માર્ગ છે.—એ માર્ગના ભાગને અનુસરીને ગાડીરૂપી સ્ત્રીની ત્રણ અવસ્થા કલ્પી છે. ૨ અતિ હર્ષ કરનારી. ૩ ઢળતો રસ્તો-લાનોલીથી આવે છે. ૪ મ્હોટા-સરિયામ. ૫ વેર વાળવા સારૂ બ્હાર નીકળવું. ૬ બારવટે નીકળેલો માણસ જે નુકશાન કરે તેને જાસો કર્યો એમ કહે છે—અથવા નુકશાન કરવાની ચેતવણી મોઢેથી બોલીને કે ચીઠી લખીને ચોડી જાય તેને પણ જાસો કહે છે. ૭ બાપની શત્રુ-પર્વતમાંથી નદી નીકળે છે માટે નદીનો બાપ પર્વત, તેનું પેટ ફાડનારી ગાડી માટે તે શત્રુ.

લે વેર કોઈ સમયે નગ[1] પુત્રિદ્વારા[2],
તેનો પ્રપંચ સુણજો સનમિત્ર મારા;
દે દાયજા[3] નિમિત પ્રાવૃટમાં[4] સપ્રીત,
પાણી તરૂપ મહાધન શસ્ત્ર નિત્ય. ૧૫૩
પામી પિતાતણી સહાય ફૂરી સરિતા,
વાધે મદોનમત મસ્ત બની અભીતા;
પ્હેલો દિએ હચહચાવી સરોષ સેતુ,
વૃક્ષો સહિત જળ વેગથી જાય વ્હેતુ. ૧૫૪
જાસો કરી જનકથી ઝટ જેવી આવે[5],
ને છાની માની વિચરે નિજશીર[6] દાવે;
તેવી લઈ ઝડપી પેટવિષે પચાવે,
ચાંપે પતાળ કદિ ઊપર તે ન આવે. ૧૫૫
રાજ્યપ્રપંચિ નગરાજવિ[7] પેચ[8] જાણો,
મ્હોટાંથી વેર કરી નિર્ભયતા ન માનો;.
આવી ત્યહાંથી તળિગામ[9] રૂપાળી ગાડી,
લીધા નવા બહુ ઉતારી મૂક્યા પછાડી. ૧૫૬
ઊઠી ગયા ભણી રહેલ નવા ભરાયા,
પોશાળરૂપ[10] ગણું ગાડી સદા સમાયા;

---

૧ પર્વત. ૨ દીકરીની મારફત. ૩ રાજપુત્રિઓને સાસરે વળાવતાં જે સાસરવારો પિતા તરફથી મળે છે તે. ૪ વર્ષાઋતુમાં. ૫ ગાડી આવે. ૬ નદીના માથાપર થઇને. ૭ પર્વત રાજા. ૮ છળભેદ-પ્રપંચ. ૯ એ નામનું સ્ટેશન. ૧૦ કચ્છના મહારાજાધિરાજ લખપતજીએ કાવ્યશાસ્ત્રના અભ્યાસને માટે પોતાની કારકીર્દિમાં એક શાળા સ્થાપેલી હજી પણ ભુજમાં ચાલે છે તેને પોશાળ કહે છે. એ પોશાળમાં ભાટ ચારણોના છોકરાઓ ઘણે દૂર દેશાવરથી અભ્યાસ કરવા આવે છે તેમને નામદાર કચ્છ-દરબાર તરફથી ખાવાનું મળે છે અને ભણીને વિદાય થાય ત્યારે તેઓને પોશાક આપે છે.

આપે ઉજેશ દીપથી[1] નિજ આશ્રિતોને,<br>
જ્ઞાનોપદેશ ગુરૂનો જયમ બાળકોને. ૧૫૭<br>
રાત્રીતણો અમલ પૂરણ ત્યાંથી ભાસે,<br>
જોઈ શકાય નહિં ઉર ભર્યું ઉદાસે;<br>
ત્યાંથી સવેગ બહુ વાયુગતે વહી છે,<br>
સન્માર્ગમાં[2] અભયતા અતિશે રહી છે. ૧૫૮<br>
સર્વે દિશા અતિ પ્રકાશિત થાતી જાય,<br>
ગંભીર નાદથી પ્રતિધ્વનિ ઘોર થાય;<br>
જાણે તિમિરજળ[3] ઝાઝું ઉલેચી કાઢે,<br>
જોડ્યો દીસે અગનબંબ ખુશી પમાડે. ૧૫૯<br>
માટે તમે વિનયિ પ્રેમી રસજ્ઞ લોકો,<br>
રાત્રીચરા[4] પણ નહીં કુલટા કહો કો;<br>
આવી ઉભી ધુધવતી ખિરકી[5] મુકામે,<br>
આજ્ઞાંકિતા સ્વપતિને સતી જેમ કામે. ૧૬૦<br>
માંસાશિન[6] પ્રબળ નિર્બળ અન્નભક્ષી[7],<br>
ખોરાક ઉપર ભુલો નહિં દીર્ઘ લક્ષી;

---

૧ રાતની ગાડીયોમાં રેલવે કંપનીવાળાઓ દીવાં કરે છે તે. ૨ સારા માર્ગમાં અર્થાત્ સદાચરણમાં-(સીધો રસ્તો આવવાથી ગાડી પણ ઘાટઉપરના વેગ કરતાં વધારે વેગથી દોડતી હતી). ૩ અંધકાર એજ જાણે જળ. ૪ રાત્રીએ ફરનારી (ગાડી) ૫ એ નામનું સ્ટેશન-સન ૧૮૧૭ માં એ ઠેકાણે ખીરકીની લડાઇ નામે યુદ્ધ થયું હતું. છેલ્લા પેશ્વા બાજીરાવ પાસે ૨૬૦૦૦ હજાર લશ્કર હતું અને ચોદ તોપો હતીયો; ઇંગ્રેજનું લશ્કર આશરે ૩૦૦૦ હજારનું હતું. એ નાની ફોજે પેશ્વાની જબરી ફોજને હરાવી રાજ્ય લઇ લીધું. ૬ માંસના ખાનારા. ૭ અનના ખાનારા.

આ કોયલા ખઈ પિએ જળ આગગાડી,
છે કેવી મસ્ત નિરખો નર હે અનાડી ! ૧૬૧
રે બાજીરાવ[1] નહિં બાઈજીરાવ સત્ય,
તેં આણી દેશપર દુર્મતિથી વિપત્ય.
તે ત્હારૂં આ સ્થળ પરાભવનું[2] અભાગી,
જોવું ભલું નહિ ભલે નિશિ આવી લાગી. ૧૬૨
હિંદપ્રતાપરવિને કરવા અલોપ,
રે ક્યાંથી તું પ્રગટિયો કુળરાહુ[3] કોપ;
તારાં દુરાચરણથી પુરિ શ્રેષ્ઠ પુના,
રંડીતણું ઘર ગણાય અરે અધુના.[4] ૧૬૩
રે અલ્પભાગિ જીવતો થઈ જો તું આજ,
છે કેવું આ સુખદ ઈંગ્લિશકેરૂં રાજ;
નીતિ દયા વિમળ ન્યાય ભરેલ દીસે,
તું તો પ્રજાપીડ[5] હતો અતિશે અતિશે. ૧૬૪
મુવાતણા અવગુણો સુકવિ કથે ના,
માટે જતો મૂકુ તને નૃપ કર્મહીણા;
હે લશ્કરીજન[6] ઉઠો સજી શસ્ત્ર સાફ,
પીડે નિશિઅમલ આ અમને અમાપ. ૧૬૫
લાવો જી અંત ધરો ખંત તમે નિશાનો,
ઉદ્યોગ જેથી હઠી જાય કુકર્મિઓનો;
અંધેર આર્ય ભૂમિકેરૂં બળે તમારે,
કાઢી હુજી પ્રિયપ્રજાજનને સુધારે. ૧૬૬

૧ છેલ્લા પેશ્વા બાજીરાવ પ્રત્યોક્તિ છે. ૨ હારનું-પરાજયનું. ૩ કુળમાં રાહુ જેવા. ૪ હજીપણ-હમણાં. ૫ પ્રજાને પીડા આપનારો. ૬ ખીરકીમાં ઇંગ્રેજ સરકારની છાવણી છે તે પ્રત્યે ઉક્તિ.

આ અંધકાર બળથી ન હઠે કદાપિ,
માટે રવિનું કરી ચિંતન લો સમાધિ;
હે વિઘ્નહારિણિ[1] ગભીર ગણેશખીણ,[2]
ઉત્કંઠિતા[3] અતિ સુસંગની રાતદિન. ૧૬૭

રાજે સમીપ તુજ રાજ્યમહેલ શીર,
જેમાં ગવર્નર વસે ગુણધામ ધીર;
જોયા ગવર્નર ઘણાય વસેલ એમાં,
શ્રી જેમ્સ ફર્ગસન તુલ્ય હતા શું તેમાં? ૧૬૮

જે આજ દાઝ ઉર રૈયતની ધરે છે,
લોકો હિતાર્થ કૃત ઉત્તમ આદરે છે;
તેનો તું છોડતી ન સંગ પ્રસંગ છાંય,
બીજાની જેમ અહિં બાંધી મુદત્તમાંય. ૧૬૯

ત્યાંથી ઉતાવળથી ચાલી જનો સમેત,
લોકો પુને ઉતરનાર થયા સચેત;
નિદ્રાળુને સજગ સાથી પુરા પ્રમોદે,
દે હાંક જાગૃત કરે ગબ મારી ગોદે.[4] ૧૭૦

ગોદાની પીડથી ઉઠે ઝટ ગાળ દેતો,
"શું છે શું છે" કહિ બકે કર કાછ લેતો;
આવ્યો મુકામ સુણી વસ્તુ બધી તપાસે,
જોડું[5] ન એક જડ્યું એકજ દીઠું પાસે. ૧૭૧

---

૧ અડચણોને દૂર કરનારી. ૨ એ નામની ખીણ છે. ત્યાં મુંબઈના ગવર્નરને રહેવા માટે રાજ્યમેહેલ છે તેને ગણેશખીણનો મ્હેલ કહે છે. ઘણું કરી નામદાર ગવર્નર વર્ષાઋતુમાં ત્યાં રહેવા જાય છે. તે ખીણ પ્રત્યેોક્તિ. ૩ આતુરતાવાળી. ૪ જોરમાં ઠોંસો મારવો તે. ૫ પગરખું.

"આ એકને કરૂં શું" એમ વિચારી પોતે,
નાખી દઈ દૂર ઉઘાડપગો થયો તે.
કો લોભી જોડુ બદલાયુ વિલોકી પોતે,
આતુરદષ્ટિથી જુએ સહુના પગો તે. ૧૭૨
પુણ્યાવતી નગરી પૂર્વ પુના અધુના,
જોવાઈ ના તિમિરથી પુરી આ સગુણા;
પ્હેલાંથી જાણી ભુજભૂપ પધારનાર,
તૈયારી આગળથી સર્વ કરેલ સાર. ૧૭૩
આવ્યા કલેક્ટર[1] ઉમંગી ઉતારવાને,
આવ્યા પ્રતિષ્ઠિતજનો નૃપ નિર્ખવાને;
આવી ઉભી અગનગાડી પુના મુકામ,
આનંદઘોષ કરી સર્વ કરે સલામ. ૧૭૪
બેસી પછી હયરથે સુભનોર્થિ[2] ભૂપ,
આવ્યા નિવાસથળ[3] સુંદર બે સ્વરૂપ;
અંધેર ત્યાં નહિં દીપોત્સવથી લગારે,
જ્યાં પુણ્યશાળી નર પ્રેમથી પાય ધારે. ૧૭૫
ત્યાંની રૂડી સગવડે પરિતોષ પામ્યા,
આનંદઓઘ[4] ઉરમાંય અમોઘ[5] જામ્યા;
પોઢ્યા જમી નિશિતણો અધિકાર નિંદી,
ચર્ણારવિંદ[6] રવિનું ચિતમાંય વંદી. ૧૭૬
રાત્રીમહિષી ભય ત્યાગી પછીથી ભારે,
સત્તા બજાવતી જગત્પર પૂર્ણ ખારે;

---

૧ પુનાના કલેક્ટર સાહેબ આવ્યા હતા. ૨ સારા મનોર્થ-વાળા–સારી ઇચ્છાવાળા. ૩ પુના સ્ટેશનની પાસે નામદાર આગાખાનના બંગલામાં ઉતારો હતો ત્યાં. ૪ આનંદનો સમૂહ. ૫ સફળ. ૬ ચરણકમળ.

લોકો ન જૂલમ ઘણો ખમી આ શકયાથી,
પાડી સરોષ હડતાળ લીધી સમાધિ. ૧૭૭
સૂતા રવિચરણ ચિંતિ કમાડવાસી,
ભાસે બધા જગતમાં ભય ને ઉદાસી;
લોકોની જાણી સ્થિતિ લોકસખા કૃપાળ,
સંહારવા નિશિ થયો સજ તેહ કાળ. ૧૭૮
"જામેલ રાજ્ય નહિ યુદ્ધવિના જીતાય,"
એવો વિચાર ઉરમાં કરી સૂર્યરાય;
પ્રાચીદિશા[1] ઉદયપર્વત શીર જોરે,
માંડ્યો અમોઘ[2] નિશિસન્મુખ મોરચો[3] રે. ૧૭૯
કીધો ત્વરિત અરૂણે[4] રથ સાવધાન,
જોડ્યો તુરંગ બલિ સપ્તમુખી[5] સુજાણ;
એ અશ્વ વિશ્વવિજયી સહુમાં વડેરો,
જોતાંજ અંત સમજો નિશિરાણી કેરો. ૧૮૦
બેઠો અરૂણ ગ્રહિ રાશ અને પરોણો,
જોતાં રહે ન નિરખી મન ગર્વ કોનો,
તૈયારી ગુપ્ત થતી જાણી ભલી છબીનો;
બોલ્યો પ્રભાત છડિદાર[6] રૂડા રવિનો. ૧૮૧
તે નાદથી ખળભળાટ થયો અતીશે,
ત્યાગી સમાધિ જગ જાગૃત સર્વ દીસે;

---

૧ પૂર્વ દિશા. ૨ સફળ-કદી અફળ ન જાય એવો. ૩ તોપ ગોઠવવાનું સ્થળ. ૪ સૂર્યનો સારથી. ૫ સૂર્યનો ઘોડો સાત મોઢાંવાળો છે.-સમુદ્રમાંથી દેવદાનવોએ મળી જે ચૌદ રત્ન કાઢ્યાં તેમાંનું એક રત્ન એ ઘોડો ગણાય છે. (પુરાણોકત) ૬ નકી પોકારનાર-અર્થાત્ કુકડો.

દુંદુભિનાદ[1] સુરમંદિરમાંય[2] થાય,
આનંદમગ્ન જન રાગ પ્રભાત ગાય. ૧૮૨
થૈ શુદ્ધ વિપ્ર પ્રભુના મુખ જાપ જાપે,
સંધ્યા કરી રવિપદે નમિ અર્ઘ આપે;
નારી વલોણું કરતી રાંઢી[3] ગોળી માંડી,
થાયે ધ્વનિ ધમમ બીક નિશીની છાંડી. ૧૮૩
આકાશ ગાજી ઉઠ્યું ઘોર પ્રતિધ્વનીથી,
લાગ્યાં થવા વિમળ શેરી બજાર વીથી[4];
સ્વામીતણી સુખદ હસ્તલતાથી છૂટી,
પાસુ તજી સુઘડનાર સલુણી ઊઠી. ૧૮૪
જાગો પ્રભાત નિરખી પતિપ્રાણ મારા,
ન્યાળુ પ્રફુલ્લ મુખપંકજ પ્રેમી પ્યારા;
ઊઠી લજાતી મુગધા[5] તજીને પલંગ,
સંભારીને નિશિવિનોદ પ્રમોદ અંગ. ૧૮૫
પુણ્યાત્મિ કુંભ ધરી હસ્તલતા હિંડોળે,
ચાલી નદીતટ મળી સખી સર્વ ટોળે;
વાટે પરસ્પર રતિપતિ મોહકારી,
વાતો જતી કરતી નેત્ર વિલોલ કારી. ૧૮૬
વાસ્યાં કમાડ ઉઘડ્યાં હડતાળ છૂટી,
યારોથી રાંડ કુલટા પડિયો વિખૂટી,
ને ખંડિતા કલહ સ્વામિથી બેઠી માંડી,
આંસુભરી કરગરાવતી બીક છાંડી. ૧૮૭

૧ નગારાંના અવાજ. ૨ દેવમંદિરોમાં. (હવેથી આ પ્રભાતના દેખાવનું વર્ણન છે). ૩ ઘણી વપરાવાથી અથવા દહીદૂધ વિગેરેનું ચીકટ ઘણું પીને કઠણ થયેલી. ૪ રસ્તો. ૫ નવયૌવના.

વિદ્યાર્થી લેઈ સ્વર[1] સુસ્વર વેદ પાઠી,[2]
ભાવે ભણે નિશિદશા અવિલોકી માઠી;
એવી સ્થિતિ જગની જોઈ નિશિમહિષી,
આંખો ઉઘાડી નિરખે થઈ ગાભરીશી:[3] ૧૮૮

થાયે પદચ્યુત[4] ટપોટપ કેટલાઓ,
શૂરા થતા સમરસૈનિક તારકાઓ;
કો પામીને ભય લપાઈ[5] જતા લપાડી,
એવા ન કો લુણહરામી દીઠા અનાડી. ૧૮૯

અષ્ટપ્રધાન પણ લોપ[6] થયા દીસે રે,
છે કોણ કોનું સગુ સંકટમાં અરેરે!
રોતી અધોમુખ[7] પડી પીળી રાત્રિનાર,
રે ઓસબિંદુરૂપ[8] આંસુ ખરે અપાર. ૧૯૦

ઘો ગોળીયો પ્રથમથી તરૂપોલમાંય,[9]
સંતાઈ પેઠી પછી રે કુણ પાણી પાય;
પેઠા પિશૂન ફણિ સૌ દર ભોંયરામાં,
કોઈ દીઠો ન નિજ સેવક આ ધરામાં. ૧૯૧

સૂતો છુપી ગિરિગુફારૂપ દુર્ગ છાને,
વ્યાઘ્ર પ્રધાન પણ બેલી થયો ન ટાણે;

---

૧ ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એ રીતે વેદમંત્રના સ્વર લેવાય છે તે. ૨ વેદને ભણનારાં. ૩ ગભરાયલા માણસનો ચહેરો ફીક્કો જણાય છે. રાત્રીનો ચેરો પણ પ્રભાત સમયે થોડો પ્રકાશિત જણાય છે. ૪ પદભ્રષ્ટ—અર્થાત્ ખરતા તારા. ૫ સંતાઇ જવું—સૂર્યના તેજથી તારાઓ જણાતા નથી. ૬ અર્થાત્ આથમી ગયા. ૭ નીચું મોંઢુ રાખીને. ૮ ઝાકળનાં બિંદુ પડે છે તે. ૯ ઝાડના પોલમાં. (રાત્રીએ ફરનારાં જનાવરો દિવસે સંતાઇ પેસે છે.)

ભૂમિતણોય પરિવાર સભીત દેખી,
ડુસ્કાં ભરી રડતી કર્મદશા ઉવેખી. ૧૯૨
"જેનેં[1] ન આશ્રય બીજો જગમાં જડે છે,"
"તેને નીચે ધરતી આભતણો ઉંચે છે;"
"હા નાથ તેય નથિ આશ્રય આજ મારે,"
"દુર્ભાગિણી મુજસમી દીઠી કો ન ભારે." ૧૯૩
"હા નાથ જાણતી ન હું મૂકી સર્વ જાશો;"
"સૌભાગ્ય મારૂં પતિપાસ વિના લુટાશે;"
"હા મારી હા કુમુદિની નણદી તને મેં,"
"ભ્રાતાવિયોગ[2] દધિ તે વિસરે ન કેમે." ૧૯૪
"ભોજાઈના અમલમાં સુખ પામી તોય,"
"માટે દયાર્દ્ર[3] નજરે મુજસામું જોય;"
"રે હાય મ્લાન[4] થતિ એ પણ દુઃખ મારે,"
"થાયે સહાય દુખમાં સ્વસગાંજ ભારે." ૧૯૫
રે રાત્રિ છોડ કરૂણા કરવી ઘણેરી,
થા ધીર ધારી સનમુખ હવે નમેરી;
આ જો સહસ્રકરરૂપ અમોઘ બાણ,
ચાંપે ચઢાવી રથમાં થઈ સાવધાન. ૧૯૬
ઘેરી ઉભો રવિમહીપ તને પચારે,
તું નાશી છૂટ જીવનો ખપ હોય ત્હારે;
અજ્ઞાનિનાં હૃદયરૂપિ જનાનખાને,
સંતાઈ પેસ નહિં તો મરશો નિદાને, ૧૯૭

---

૧ અહીંથી રાત્રી પટરાણીનો વિલાપ છે. ૨ ભાઇનો વિજોગ. અર્થાત્ ચંદ્રનો. ૩ દયાએ કરી ભીંજાયલી નજર. ૪ કરમાઈજવું.

મર્યાદશીલ રવિભૂપતિ જાણ કેવો!
છે એ પ્રયાગમલ[1] કચ્છનરેંદ્ર જેવો;
જેણે ન જોયું કદી આંખી પરસ્ત્રી સામું,
બીજાં સદાચરણ વર્ણિ ન પાર પામું. ૧૯૮
આ તો સહસ્રકરથી પુરતો દશાશા[2],
આશ્ચર્ય એ ગણું ન હું મન સાભિલાષા;
આશા પુરી બહુની બે કરથી પ્રયાગે,
આશ્ચર્ય એ અતિ ઘણું ઉરમાંય લાગે. ૧૯૯
પેસી શકે રવિપ્રકાશ ન મંદ ઉર,
માટે તું મૂઢ જન ઊર ભરા જરૂર,
દેખાડીને પુઠ પલાયન જે કરે છે,
તેનો ન શૂર કદી પ્રાણ રણે હણે છે. ૨૦૦
તું ક્રૂર તોય અબળા ગણી છોડી દેશે,
દેવાંશિ છે દિનમણિ કરૂણાળુ વેષે;
એવી સુણી શિખ નિશિ મન પામી બીક,
જૈ બેઠી મૂર્ખજનના ઉરમાંય ઠીક. ૨૦૧
સૂર્યે રથે ચઢિ સહસ્ર કરો શરોએ,[3]
મારી હઠાવ્યું તમ[4] ના રહ્યું કો જગોએ;
કીધું જગત્ વિગતમોહ[5] અભીત એવું, .
શ્રોતાનું ઉર જયકૃષ્ણ[6] કરેછ જેવું. ૨૦૨

૧ કચ્છના મરહૂમ મહારાજાધિરાજ સર પ્રાગમલજીના ઘણા સદ્ગુણોમાં ઉદારતા અને પરસ્ત્રી સામું દૃષ્ટિએ પણ જોવું નહીં એ બે ગુણોનું આધિક્ય હતું. ૨ દશ દિશાઓ. ૩ બાણોએ. ૪ અંધકાર. ૫ મોહ રહિત. ૬ મુંબઇમાં વ્યાસ જયકૃષ્ણજી જીવનરામ વેદાન્ત વિષયની કથા બહુ સારી રીતે કરે છે. એઓ એવા ઉત્તમ વક્તા છે કે શ્રોતાઓને વેદાંતનો ગહનવિષય અતિ સુરસપણે સમજાવી સંશય રહિત કરે છે.

આનંદ મંગળ કુલાહુળથી પ્રભાતે,
પોઢી ઉઠ્યા ત્વરિત સાનુજ ભુજનાથે;
પ્રેમે પખાળ્યું મુખપંકજ પેખી મિત્ર,[1]
શોભે પ્રફુલ્લ સુખમા[2] ભરિયું પવિત્ર. ૨૦૩
વંદી જગત્પતિપદે શિર સર્વપ્હેલું,
ભૂપપ્રવાસતણું વર્ણન આદરેલું;
તેમાંથી આજ કરૂં પૂરણ એક ભાગ,
જોશો ન દોષ કવિ પંડિત પામી લાગ. ૨૦૪
નિર્દોષ એક જગમાંય જગન્નિવાસ[3],
બાકી બધા દૂષિત[4] વાણિતણા વિલાસ;
દુષ્ટોનું વક્ત્રરૂપ[5] વક્ર[6] ધનુષ્ય ધીંગું,[7]
જેમાંથી વાગશર[8] નિત્ય છુટે ત્રિશિંગું[9]. ૨૦૫
તે ભેદશે ઉર થશે મન માત્ર ક્લેશ,
તેનાથી સારી શતધા[10] કવિવાણી લેશ;
છે માન હાનિ કરતા ખળનો પ્રસંગ,
આ કાવ્ય સંગથી વધે ઉરમાં ઉમંગ. ૨૦૬
આ કાવ્ય છે દૂષિત તો પણ સુજ્ઞ લોકો,
છે તોતળી શિશુની વાણી ગણી વિલોકો;
કોડે કરો પ્રભુતણો જયઘોષ ગાજી,
તેસાથ કચ્છનૃપનો થઈ ઉર રાજી. ૨૦૭



૧ સૂર્ય. ૨ શોભા. ૩ પરમેશ્વર. ૪ દોષભર્યા. ૫ મોંઢરૂપ. ૬ વાંકુ. ૭ જબરૂં. ૮ વચનરૂપી બાણ. ૯ ત્રણ પાંખાંવાળુ. ૧૦ સો પ્રકારે.

## પુનાથી મહાબળેશ્વર.

તા૦ ૨૩ મી એપ્રીલ સન ૧૮૮૨

### ચોપાયા અથવા મરેઠી ચાલની લાવણી.

અતિઅદ્ભુત અનુપમ નિયમિત રચી, રચના જગની રમ્ય[1];
જ્ઞાન ગિરા ગોતીત[2] જે તણો, મહિમા અનુભવગમ્ય[3]. ૧
તે પ્રભુના પદપંકજ વનમાં, મમ મનભ્રમર ભમે છે;
જ્યાં પરિમળ ગુણપુંજની લેતાં, સંસૃતિ તાપ શમે છે. ૨
ઉદય થવા જ્યમ દિનમણિકેરો[4], જગ બધું વાટ જુએ છે;
કચ્છનૃપતિ કુળકમળ રવિનો, તેમ સ્વજન ઇચ્છે છે. ૩
આદરૂં અવિગત વિગતે અવ હું, પ્રવાસવિગત વિશોકી[5];
વાણી વિમળ ઉર આણી કૃપા દે, વિદૃ ભણી અવિલોકી. ૪
પવિત્ર નગરી પુણ્યાવર્તીથી[6], પ્રેમે કર્યું પ્રયાણ;
તારીખ એપ્રીલની ત્રેવીશમી[7], ભલા ઉગમતે ભાણ. ૫
પ્રાચિદિશા[8] ઉદયાચળપર રવિ, રથે ચઢયો અભિરામ;
ઇંધરથ ઉદયાચળપર નૃપરવિ, સુખાસીન સુખધામ. ૬
દિન કરવા દિનકર વિચર્યો નભ[9], સહિતસાથ·સસહાય;
દીનપણું[10] દૂર કરવા કંગ્કનું, પુરપતિ વિચર્યા પ્રાય. ૭
કૃપાનજર રવિરાય તણી છે, શીતહરણ સુખદાય;
નૃપરવિ કેરી કૃપાનજરથી, દરિદ્ર દૂર પળાય. ૮

---

૧ રમણિક. ૨ જ્ઞાન, વાણી અને ઇંદ્રિઓથી ભિન્ન. ૩ અનુભવે કરી જાણી શકાય એવો. ૪ સૂર્ય. ૫ શોક રહિતની પ્રવાસની વિગત. ૬ પુના. ૭ તા. ૨૩ મી એપ્રીલ સન ૧૮૮૨, સંવત ૧૯૩૮ ના વૈશાખ શુદ ૬ ને રવેઉ. ૮ પૂર્વ-દિશા. ૯ આકાશ. ૧૦ ગરીબાઈ.

આપનાર પરિતાપ અધિક છે, જવ માર્તંડ[1] પ્રચંડ[2];
નૃપના ક્રોધવિષે પણ દીસે, દાહક[3] શિક્ષા દંડ. ૯
કરદ્વારા[4] લે જીવન[5] જગથી, શોધી શોધિ શુભરીત;
ધનદ્વારા[6] તે જગહિત ખરચે, રવિનૃપ ગુણ અગણિત. ૧૦
આ નૃપતિ પણ કરરૂપે[7] લઈ, દામ પ્રજાની પાસે;
ખરચે રૈયતહિત લક્ષાવધિ, આપ વૃદ્ધિની આશે. ૧૧
સાદશ ગુણ રૂપ કૃત્ય પદ્ધતીથી, સખ્ય[8] થતાં શું સુરીતે;?
નૃપમણિ દિનમણિ એકજ સમયે, પ્રવાસ નીકળ્યા પ્રીતે. ૧૨
ષષ્ટી તિથિ વૈશાખની સુભગા[9], રવિવાસર રઢિયાળો;
મહાબલેશ્વરનું કરી ચિંતન, નૃપતિ વીચર્યા ન્યાળો. ૧૩
નિજ પ્રતાપ નીચે જયમ રવિએ, રાખ્યો જગ પરિવાર;
કૃપાનજરનીચે ત્યમ રાખ્યાં, નૃપે સ્વજન નિરધાર. ૧૪
સૂર્યાગમન સૂચક[10] ધ્વનિ થાતો, કુર્કટનો[11] સુખકાર;
નકિ પોકારે નૃપની આગે, સ્વર ગંભીર છડિદાર. ૧૫
વ્યાપ્ત કર્યું સહુ વિશ્વ કિરણથી, સ્વયં[12] પ્રકાશિત ભાનુ[13];
કીર્તિકિરણથી કચ્છધરાપતિ, વ્યાપ્ત બધે શું વખાણું ? ૧૬
મહાબલેશ્વર મૈલ ચુંમોતર, પવિત્ર નગર પુનાથી;
સડક ઠેઠ સુધી સુઘડ ઘણેરી, સંતત[14] સુધારવાથી. ૧૭
એવી સફાઈ ન અવલોકાતી, ગૃહસ્થના ઘરમાંય;
કેટલેક સુધી ઉભયબાજુએ, શીતળ તરૂની છાંય. ૧૮

---

૧ સૂર્ય. ૨ અતિશય તપેલો. ૩ દાહ કરનાર. ૪ કિરણની મારફતે. ૫ પાણી. ૬ વરસાદ. ૭ મેહેસુલ. ૮ મિત્રાઇ. ૯ સારાં ભાગ્ય વાળી, અર્થાત્ શુદની. ૧૦ સૂર્યના આવવાની સૂચના કરવાવાળો. ૧૧ કુકડાનો. ૧૨ પોતે. ૧૩ સૂર્ય. ૧૪ હમેશ.

છાતીવરામ ચઢણ ગિરિપરનો, જાણી હૃદય શાહાણી;
અગનગાડીએ[1] દિશા તજી એ, પીડા બહુ શું પ્રમાણી ?
મહિમાવંતો મહાબલેશ્વર, ગિરિજાપતિ ગુણધામ;
વૈર શ્વશુરનું[2] લિયે રખે પિછિ, ગાડી ન જતી તે ગામ.
મોહમયીથી[3] મહાબલેશ્વર, પાંચ[4] જવાના પંથ;
હરિપદ સ્નેહક[5] પાંચ કહે જયમ, સંપ્રદાય[6] જન સંત.
પ્રથમ પંથ વરણવું હું પ્રીતે, પંથીના હિતહેતુ;
દર્શન લેતાં પ્રસન્ન થાશો, મહાબલી વૃષકેતુ[7]. ૨૨
જયમ દુસ્તર ભવસાગર તરવો, હરિપદ કરતાં હેત;
ત્યમ જળસાગર પાર જવાનો, શુભ કરવો સંકેત. ૨૩
તે કારણ સુખકાર તરણિમાં,[8] ચઢો મુંબઈથી સુપેર;
બાણકોટસુધી કાંઠે કાંઠે, મૈલ જવું સિત્તેર. ૨૪
તે પછી નદીના મિષ્ટ સલિલપર[9], ચાલે નાવ નિરાંતે;
બેશી તેમાં ત્રીસ મૈલ જવું, મહાડસુધી[10] ભલિભાંતે. ૨૫
ફિટ્ઝરાલ્ડને રસ્તે પછી જન, પગવાટે વિચર્યાથી;
માત્ર મૈલ થાયે છેંતાળીસ, મહાબળેશ્વર ત્યાંથી. ૨૬

---

૧ પુનેથી આગગાડી મહાબલેશ્વર ન જતાં રાયચોર ભણી જાય છે. ૨ પાર્વતી એટલે પર્વતની પુત્રી, તેના પતિ શંકર તેથી પર્વત એ શંકરના સસરા થાય. આગગાડીએ પ્રર્વતનાં (શંકરના સસરાનાં) પેટ ચીરેલાં તેનું વેર રખેને લે એમ જાણીને અગનગાડીએ દિશા તજી કે શું?. ૩ મુંબઈથી. ૪ મહાબળેશ્વરનો ભોમિયો એ નામની ચોપડીમાંથી પાંચ રસ્તાની હકીકત મળી છે. ૫ હરિના પદમાં સ્નેહ કરાવનાર. ૬ ધર્મના માર્ગ. શંકરાચાર્યનો, રામાનુજાચાર્યનો, વલ્લભાચાર્યનો, પ્રણામીનો અને વેદાંત. ૭ બળદનાં ચિન્હવાળી ધજા છે જેને એવા મહાબળેશ્વર. ૮ નૌકા. વહાણ, ૯ પાણીપર. ૧૦ એ નામનું ગામ.

પગરસ્તાના મૈલની મજલો, ગણાવું સુગુણનિધાનો;
પ્રથમ મજલ દશગામથી કુમલી, મૈલ થાય નવ માનો. ૨૭
ત્યાંથી થતી પોલાદપુરતણી, મજલ મૈલ નવ બીજી;
પછી ત્યહાંથી ચિરાખીણ ને, વારા સુધીની ત્રીજી. ૨૮
સત્તર મૈલની મજલ થાયછે, મૈલ ચોથી અગિયાર;
એમ ચાર મજલો કાપ્યા પછી, પમાય પથનો પાર. ૨૯
ચાર[1] આશ્રમે જયમ જન સુકૃતી[2], પામે હરિપદ પ્રેમે;
ચાર મજલ કરી મહાબલેશ્વર, ક્ષેત્ર[3] જાય ત્યમ ક્ષેમે. ૩૦
મોહમયીથી મહાબલેશ્વર, ગણતાં આ ગણતીથી;
મૈલ એકસોને છેતાળીશ, થાય ભલી રીતીથી. ૩૧
સમુદ્રની આ લાંબી સફરપર, પંથીની હોય ન પ્રીત,
બીજો પંથ ટુંકો બતલાવે, રમણિક જે રૂડી રીત; ૩૨
આડે રસ્તે અગ્નિબોટમાં, જવું મુંબઈથી જરૂર;
અગાધ અંબુધિ[4] ઉલંઘિ પ્હોચો, પ્રીતે ધુરંતુર પુરૂ[5]. ૩૩
કાં પછી બંદરબોટવિષે ચઢી, નાગોટાણા ગામ;
ચાળીશ મૈલ મહાજળપર જવું, હૈયે રાખી હામ. ૩૪
ખુશકારક ત્યાંથી ખુશ્કીનો, રસ્તો અતિ વિસ્તારે;
મૈલ માત્ર છોતેર મનોહર, માપતણે અનુસારે. ૩૫
તે રસ્તે સુખદાયક લાયક, ઠામોઠામ મુકામ;
મુસાફરોની સગવડ માટે, રચ્યાં દીસે અભિરામ. ૩૬
નાગોટાણાથી નીકળતાં, લાયક લીલા લેખો;
સાડા અઢાર મૈલ ગયા પછી, પ્રથમ બંગલો પેખો. ૩૭

૧ ગૃહસ્થ વાનપ્રસ્થાદિક ચાર આશ્રમ. ૨ સારાં કૃત્ય કરનારો. ૩ યાત્રાનું સ્થળ. ૪ સમુદ્ર. ૫ એ નામનું ગામ.

ઇંદ્રાપુર છે ગામ અનુપમ, તેહ સમીપ તપાસ;
ત્યાંથી આગળ વધતાં જન મન, તનક[1] ન પામે ત્રાસ.
બાવીશ મૈલ ઉપર પછી ત્યાંથી, સુઘડ બંગલો સોહે;
મહાડ આગળ મહા મનોહર, મન પંથીનું મોહે. ૩૯
મૈલ કાપતાં મન મેલી પછી, સાડાદશ શુભ રીતે;
ત્રીજો બંગલો પોલાદપુરની, પાસે આવે પ્રીતે. ૪૦
અંબેલનુલા ગામ અગાડી, મુકામ ચોથો ચારૂ;
પંદર મૈલનું અંતર પરિમિત, વિગતે કરી વિચારૂં. ૪૧
માત્ર ત્યાંથી દશ મૈલ ઉપર છે, માલ્કમપેંઠ[2] મહાન;
ત્યહાં મુસાફરી તણો બંગલો, શુભ વિશ્રામનું સ્થાન.
ખુશકારક ખુશ્કીને રસ્તે, પાંચ મુકામ પુનિત;
અનુક્રમે ઊલંઘી આવતાં, શશિધર[3] પદ ધરી ચિત્ત. ૪૩
મોહમયીથી મહાબળેશ્વર, આ ગણતીથી ગણી જોજે,
મૈલ એકસો સોળ થતા સહુ, સુણી તે સંશય ખોજે. ૪૪
એ બે સ્થળજળમિશ્રિત મારગ, પિછો પંથીજન ભાવે;
સદતો[4] હોય ન સાગર મારગ, ઉલટી ફેર તન આવે. ૪૫

---

૧ થોડાપણ. ૨ માલ્કમપેંઠનું થાણું સન ૧૮૨૮ ની સાલમાં સ્થાપવામાં આવ્યું હતું. એ થાણું સન ૧૮૨૭ ના મે માસની સોળમી તારીખે સતારાના રાજાએ અંગ્રેજ સરકારને આપ્યું હતું, અને તેને બદલે વાઈ પ્રગણામાં આવેલું ખંડાલા નામનું ગામડું લીધું હતું. એ થાણાની જમીન આશરે ત્રણ ચોરસ મૈલ અને દશ ચોરસ ફર્લીગ છે; અને એનો ઘેરાવો આશરે પંદર મૈલ છે. પાછળથી એ થાણું સતારા જીલ્લા સાથે જોડી નાખવામાં આવ્યું છે. (મહાબળેશ્વર ગાઇડમાંથી.) ૩ મહાદેવ. ૪ માફક આવવું, અનુકૂળ આવવું.

માત્ર ખુશ્કીને મારગ તે જન, વિચરે ભલે વિચારી;
તપસીલ[1] તે મારગ ત્રણકેરી, કથું પંથી હિતકારી. ૪૬
પુનાસુધી મુંબઈથી માનવી, એકજ પંથે આવે;
અતિ સુલભ છે અગનગાડિથી, દિવ્ય પંથ દરશાવે. ૪૭
મહાબલેશ્વર જવા ત્યાંથી પછી, ત્રણ મારગ ફંટાય;
એક બ્રહ્મ જયમ ત્રિગુણ[2] રૂપ થઈ, વિશ્વવિષે વખણાય. ૪૮
સવળ પડે તે પંથ વિચરી જન, મહાબલેશ્વર જાય;
જયમ ફાવે તે ત્રિગુણમાંથી ભજ, પદ સાયુજ્ય[3] પમાય. ૪૯
પ્રથમ પાધરો પંથ પુનેથી, ભોર કુરલ ઓણકેરો,
પોણીએકાવન મૈલતણો, રસ્તો એહ રૂડેરો. ૫૦
પ્રથમ ટપાલ જતી એ પંથે, મહાબલેશ્વરધામે;
ત્રણેમાંયથી માર્ગ ટુંકો એ, નહીં વળી ભય નામે. ૫૧
બીજો પંથ, પુનેથી નીકળતાં, સિરવલપુલ શુભરીત;
પછી મોન્ડેરડિયો વળી કેટની, આવે ઓણો ખચીત. ૫૨
મૈલ એકસઠનો એ મારગ, જો ઉલંઘિને જૈયે,
મહાબલેશ્વરને ચરણે નમી, કૃતાર્થ કોડે થૈયે. ૫૩
ફ્રેરતણા[4] રસ્તાને નામે, એહ પરમ પ્રખ્યાત;
નિર્ભય ને સુખદાયક સૌને, વરણવી તેની વાત. ૫૪
વિચર્યા જે પંથે વસુધાધિપ,[5] મહાબલેશ્વર જાવા;
તે મહિમાવાળા માર્ગતણું, કરૂ વર્ણન વખણાવા. ૫૫

૧ વિગત. ૨ રજ, સત્વ અને તમ—બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર. ૩ ઇશ્વરના રૂપમાં મળી જવું. એ ચારમાંની છેલી મુક્તિ ગણાય છે. ૪ ફ્રેર નામના સાહેબના નામથી એ રસ્તો ઓળખાય છે. ૫ રાજા અર્થાત્ કચ્છના મહારાજાધિરાજ.

આપનું સુખ ઈચ્છે ઉર જેવું, આશ્રિતોનું પણ એમ;
એ લક્ષણ છે મહાપુરૂષનું, પેખી ઉપજે પ્રેમ. ૫૬
આપ ચઢયા હયરથપર[1] હોંસે, તેમ સ્વજનને સાર;
ચઢાવી હયરથપર ચાલ્યા નૃપ, ક્ષમાભુવન ખેંગાર. ૫૭
નિજસાથે લીધા અતિ નેહે, કુમાર શ્રી કલુભાને;
એક રથે સાથે જયમ શોભે, કામ વસંત સમાને. ૫૮
વર મધ્યમ મળી કેટલાક શુભ, હયરથ ચાલ્યા હારે;
સારથી સ્પર્ધા કરે પરસ્પર, આગળ જવા ઉતારે[2]. ૫૯
ઉત્તમના સડતાળીશ મધ્યમના ત્રીસ રૂપિયા રોક;
મળે ગાડિયો ઘણી પુનેથી[3], લેતા શ્રીમંત લોક. ૬૦
દેઈ ભાડું એ રીતે દરેકનું, સ્વજનમાટ નરનાથે,
પ્રયાણ કર્યું બહુ પ્રેમ હર્ષભર, સૌને લઈ સંગાથે. ૬૧
કેટલાક હય હૃષ્ટ પુષ્ટ અતિ, ઠરેલ પગના ઠીક;
કેટલાક દુર્બળ[4] અતિ દેહે, પણ ગતિમાન અધિક. ૬૨
સામગ્રી લીધી ખપ જોગી, ગાતા પ્રભુ ગુણગાથ;
ઉપડયા સર્વ અધિક આનંદે, વસુધાધિપ સંગાથ. ૬૩

૧ ઘોડાગાડીપર. ૨ મહાબલેશ્વરને ઉતારે. ૩ પુનેથી ઘોડાગાડીમાં બેસીને જવું હોય તો સરકારી ટપાલના કંટ્રાકટર પાસે જઈને ભાવ ઠરાવવો. ત્યાં ન બને તો ડાકનો આડતીયો બીજો ત્યાં છે તેની સાથે બંદોબસ્ત કરવો. બળદના ખટારા તો ગમે ત્યાંથી મળી રહે છે. ૪ ઉનાળાની ઋતુમાં મહાબલેશ્વર ને પુના-વચ્ચે ઘણી આવજાવ થાય છે તે કારણથી સારા ઘોડા પણ થોડા વખતમાં દુબળા પડી જાય છે. હાંકનાર કહેતો હતો કે ઘોડા મરી જાય તો એર પણ વખતસર ઉતારને પહોચાડવા એવો અમારા શેઠનો અમને હુકમ છે.

સબળ સારથી દુર્બળ ઘોડા, વિલોકી વરવો[1] વાન;
સાંભર્યું નળ સારથી ઋતુપર્ણનું, કુંદનપુર[2] પરિયાણ. ૬૪
દુર્બળ અશ્વ વિલોકી દિલનો, કર્યું હું શો કચવાટ;
બેસનાર પણ સૂક્ષ્મ શરીરે, એથી દૂર ઉચાટ. ૬૫
ચાબુક મારી અશ્વ ચલાવ્યા, વળતી ન થાય વિલંબ;
ઊપડતાં બળ અધિક પડ્યું જયમ, કવિનો ગ્રંથારંભ. ૬૬
વેગ વધ્યાની વખતે વળી ત્યાં, ખસ્યું ધુંસરૂ ખાંધેથી;
ઉભા રાખી હય ઉતર્યો સારથી, બહુ જલ્પતો[3] મુખેથી.
રીશ કરી બંધન ફરી બાંધ્યાં, જેમ ન ફરી ખસી જાય;
ચઢ્યો પછી ઉર ક્રોધ ચઢાવી, જાણી વિલંબ થાય. ૬૮
ચાબુક મારી ચપળ હય કરિયા, વધિયો વેગ વિશેષ;
નીચે ઉતરી અશ્વમંત્ર શું, સમરી મૂક્યો સુરેશ[4]. ૬૯
ફેરે ચક્ર ચઢ્યાં પછી ફાવ્યું, વેગે ચઢિયા વાજી;
ઝડપ વધી જયમ શીઘ્રકવિતણી, તર્ક કલ્પના તાજી. ૭૦

---

૧ બેડોળ.—હું જે ટાંગામાં બેઠો હતો તે ટાંગાના ઘોડાઓ નાના અને દુર્બળ હતા પણ તેઓની ગતિ ઘણી ચપળ હતી. ૨ દમયંતીના પિતા ભીમકરાજાની રાજ્યધાનીનું ગામ. નળદમયંતીને વિજોગ પડ્યો તે વખતે નળરાજા અયોધ્યામાં ઘોડારનો ઉપરી થઇ રહ્યા હતા ત્યાંથી તેને કુંદનપુર આણવા દમયંતીએ ઋતુપર્ણને કપટથી કંકોતરી લખી બોલાવ્યો હતો. ઋતુપર્ણ રાજા બહુ દુર્બળ ઘોડા જેમાં જોડેલા છે એવા રથમાં બેસી નળ સારથીને લઇ અયોધ્યામાંથી જવા નીકળ્યા. પ્રથમ તો તેને કુંદનપુર વેળાસર પહોંચવાનો અંદેશો પડયો પણ નળરાજાએ ઇંદ્રનું ધ્યાન કરી ઘોડાઓને અશ્વમંત્રથી અતિ વેગવાળા કર્યા ત્યારે રાજી થયો હતો. ૩ બડબડતો. ૪ ઇંદ્ર.

ત્રણ બદામનાં મૂળે ટાયડાં, કેળવી ચપળ કરેલ;
મંદશિષ્યને પ્રવીણ કરે જયમ, સદ્ગુરૂ જે સુધરેલ. ७१
બાહ્ય રંગરૂપથી ન રાચવું, રૂડા ગુણે થવું રાજી;
એ સિદ્ધાંતનું દૃષ્ટાંત રૂડું, વેગવાન આ વાજી. ७२
નવી રચના નિરખંતા જૈયે, પ્રથમ કેમ્પની પારે;
ભુવનભુવનપ્રતિ રચના ભાસે, નિર્મળ નાનાકારે. ७३
સુઘડ બંગલા શરદ પુનમની, ચાંદની સરખા ચૂને;
ઘણી પૃથ્વિ ઘેરેલી ફરતી, પવિત્ર એ પુર પુને. ७४
દૃષ્ટિબાગ અતિ દિવ્ય મનોહર, પ્રતિ બંગલે પ્રમાણ;
વૃક્ષ પુષ્પફળનાં વિધવિધ ત્યાં, વદતાં થાકે વાણ. ७५
શ્વેત રક્ત ને શ્યામ હરિત[1] શુભ, રંગ વડે રંગેલા;
સુઘડ બંગલા શણગારેલા, ચઢાવી ભીંતે વેલા. ७६
ભાગ્યશાળી નર એ ભુવનોમાં, વસે કરીને વાસ;
પૂર્વદત્ત[2] પુણ્યથી પામિયા, વૈભવ અને વિલાસ. ७७
વર્ણન કરવા યોગ્ય વિશેષજ, ઝટપ ઝઝીએ જાવું;
બને કેમ બે સાથે, હસવું, ખૂબ ચાવી વળી ખાવું. ७८
અતિ વિસ્તારપણે વર્ણિયો છે, કેમ્પ પુનાનો સાર;
સવેગ ચાલ્યા તોય પામિયા, બહુ વારે તે પાર. ७९
પામી પાર પછી પંથે પડિયા, સીધે પંથ સુખકાર;
વેગે ઉકલે વાટ વડી કથું, ઉપમા મતિ અનુસાર. ८०
મહત[3] મંગળાચરણ પંથરૂપ ગ્રંથનું મહા મરોડે;
કરીને જયમ પ્રારંભ વિષયનો, કરવા માંડ્યો કોડે. ८१

---

१ લીલા. २ પૂર્વ જન્મે દીધેલાં. ३ પંથરૂપી ગ્રંથનું મોટું મંગળાચરણ તે. વિસ્તારવાળા પુનાના કેમ્પનો બે મૈલ સુધીનો જે પંથ તે મૂક્યા પછી જે મહાબળેશ્વરની સીધી સડકે ચઢ્યા તે જાણે ગ્રંથના વિષયનો આરંભ.

પુના કેમ્પને પાછળ મૂક્યો, વેગે ઉપડ્યા વાજી;
સડક[1] ઉપર ધુધુઆટ ગાડીનો, શકે રહ્યો ઘન ગાજી!૮૨
નિયમ ન આગળપાછળનો કંઈ, નાના મોટા કેરો;
જેને જયમ ફાવ્યું ત્યમ જાતા, વેગ વધારી ઘણેરો. ૮૩
ત્રિવિધ તાપથી જયમ આ જગ બધું, અતિ સંતપ્ત[2] સદાય;
માત્ર મહાવૃષકેતુપદાશ્રય[3], જનને શાન્તિ જણાય. ૮૪
ત્યમ સંતપ્ત સકળથળ છેકજ, ઉગ્રસૂર્યના યોગે;
શાન્તિ શાન્તિ તવ મહાબલેશ્વર[4], નરતન રહે નિરોગે.૮૫
રાયરંકને એ સુખ શાન્તિની, સરખી લાલચ સાફ;
અસભ્યતાનો[5] દોષ ન માટે, મનથી કરવું માફ. ૮૬
વળી સારથી ઉતાવળા સહુ, આતુર જવા આગે;
હાંકવાનું હળવે કહિયે તો, મરણદુ:ખ મન લાગે. ૮૭
અંદર પડીને અશ્વ ખેંચતા, હલકે ધુંસરૂ હાલે;
પંખ પ્રસારી ઉડતાં પંખી શું, ચટ ચટ કેટલું ચાલે. ૮૮
ખળભળાટ કરતા ધીમો ચાલે, સામા મળે ખટારા,
બાજુ થવા સારથી બ્યુગલ[6] દે, આંખથી કરી અણસારા.૮૯
ઝટપટ જાય ખસી ઝબકીને, વાંકે માર્ગ વળીને;
ભૂતદોષ જયમ ભાગી જાય દૂર, શંખનાદ સુણી બહીને.૯૦

૧ પુનાથી ઠેઠ મહાબલેશ્વર સુધીની પાકી સડક છે તેથી ગાડી ગાડાંનો ગડગડાટ ઘણો થાય છે. ૨ સારીપેઠે તપેલા, ખેદ પામેલા. ૩ મહાદેવના ચરણનો આશ્રય. ૪ મહાબલેશ્વરના પર્વતપર ભર ઉનાળામાં પણ ગુજરાતના શિયાળા જેવી ટાઢ પડે છે તેથી ત્યાં વિશેષ શાન્તિ રહે છે અને શરીરની તંદુરસ્તી સુધરે છે. ૫ પોતાના રાજાની ગાડીથી આગળ વધવું એ અસભ્યપણું છે. ૬ ટપાલની ગાડી હાંકનારાઓ પોતાની પાસે બ્યુગલ રાખે છે તે એવે વખતે વગાડે છે.

ઘોષ મહાગંભીર બ્યુગલનો, ગડગડાટ ગાડીના;
પવન તણા સુસવાટ વિશેષે, ઝુંડવાળી ઝાડીના. ૯૧
એ ત્રણે સુણી નાદ અનુપમ, પરમાનંદ પમાય;
અનુભવસિદ્ધવિના જન અન્યથી, શી રીતે સમજાય.૯૨
આવે અતિ રમણિક અમરાઈ[1], રસાલવૃક્ષ[2] વિશાળ;
સુડા[3] પીક[4] શુક[5] અને સારિકા[6], બોલે બેસી ડાળ. ૯૩
લુંબ[7] કેરીની પવનતરંગે, હલકે ચઢે હિલોળે[8];
બાખટિયો[9] બહુ ખરી પડે જયમ, મનુષ મરકીને[10] શેળે.૯૪
સાખ[11] પરખીને ચાંદુ જરા કરી, પંખી આખું ફળ પાડે;
અલ્પ સ્વાર્થ માટે જયમ અતિખળ,બહુજ પરાર્થ બગાડે.૯૫
ઝુડિયાં મારી ઝંઝેડે પણ, આંબો ફળ રૂડું આપે;
વિરોધિનું પણ પોષણ કરી જયમ, કચ્છપતિ દુખ કાપે.૯૬
રૂડાં વૃક્ષ રાંયણનાં રસ્તે, શોભે સફળ સુહાગી;
લુંબ દીસે જયમ ગ્યાસ દીપની, રચના તરૂપર લાગી.૯૭
ઘણાં વૃક્ષ કેટલાં ગણાવું, ફળ ફૂલથી પ્રફુલ્લ;
ગ્રંથ વધે વળી વર્ણન કરવે, સમજણ મારી સ્થૂળ[12]. ૯૮
પારવિનાનાં પંથવિષે વળી, અનુપ ગામડાં આવે;
સામાસામી ઓળબંધ ઘર, સડક ઉપર સોહાવે. ૯૯
મહિમાવંતી સ્વારી મનોહર, સંભ્રમ જુએ સહૂકો;
કરથી પડતાં કામ મૂકીને, લાયક ત્યાંના લોકો. ૧૦૦

૧ આંબાવાડિયા. ૨ આંબા. ૩ પોપટ જેવા પંખી થાય છે તે. ૪ કોયલ. ૫ પોપટ. ૬ મેના. ૭ ડાળસાથે લાગેલી કેરીઓનો જથ્થો. ૮ હીંચકા ખાય તે. ૯ નાની કેરીઓ. ૧૦ કોલેરા. ૧૧ આંબાપર પાકવા આવેલી કેરી. ૧૨ જાડી.

વસુમતિનાથ[1] પ્રિછી વસુ[2] લેવા, આગળ કર ઓડે છે[3];
રક જાણી કરી કરૂણા નરપતિ, દામ દયાનિધિ દે છે. ૧૦૧
કેટલાક હરખે નિરખીને, સુંદર રાજકિશોર;
વદન પ્રસન્નનું દર્શન કરી જયમ, મોર નિરખી ઘનઘોર. ૧૦૨
ધન્યવંશ ધીમંત[4] નૃપતિ જ્યાં, પ્રગટ્યા શ્રીખેંગાર;
દિશા દિશા પ્રતિ વિમળ કીર્તિનો, વિશેષ કીધ વિસ્તાર. ૧૦૩
દોહિ લેઈને દૂધ બધું પછી, બાહુ વિધ બંધન ત્યાગી;
ગાય ભેંસને હાંકી મૂક્યાં, ઘર, વત્સ રાખી અનુરાગી. ૧૦૪
લૈ સર્વસ્વ લુટી બાર્વટિયા, કાઢી મૂકે કરી ખાખી;
અધિકારાએ અર્ભકને[5] જયમ, વળી ઓળમાં રાખી. ૧૦૫
પ્રથમ એકઠાં પાદરમાં સૌ, થઈ ઉભેલાં ઠીક;
ડાંગ[6] લેઈને એક દુષ્ટ જન, બતાવતો બહુ બીક. ૧૦૬
વત્સવિયોગે ધસે ઘરભણી, ગાય ભેંસ કરી ઘોષ;
દુષ્ટ મારતો ડાંગ કુદીને, રાખે વારી સરોષ. ૧૦૭
આવી રહ્યાં પશુ સર્વ એટલે, સંજ્ઞા કરી ગોવાળે;
ધીમે ચાલ્યાં સીમ ભણી પછી, તૃણ ચરવા તતકાળે. ૧૦૮
વાગે ઘંટ ગળે બાંધેલા, સરખો તેનો સાદ;
ગોપ મુખે મધુરો બહુ ગાજે, નિર્મળ વાંસળી નાદ. ૧૦૯
એવી અલૌકિક રચના અતિશે, જોતા જોતા જૈયે;
સોબતી સાથે વાગવિનોદે, લાયક સુખડું લૈયે. ૧૧૦

---

૧ રાજા. ૨ પૈસા. ૩ ધરે છે. ૪ બુદ્ધિશાળી. ૫ બાળકને. અંગ્રેજનું રાજ્ય થયા પહેલાં આ દેશમાં બારવટિયાઓના જુલમ ઘણા પ્રકારના હતા. વટેમાર્ગુઓને લૂટી લઇ તેમનાં બાળક પણ પકડી જતા તેને બાણ પકડ્યું એમ કહેતા, જ્યારે માબાપો ઘેરજાઇ ઘણું ધન તેઓને મોકલી દે ત્યારે તેઓ પકડેલા બાણને પાછા આપતા. ૬ મોટી જાડી લાકડી.

લાગે ભુખ તવ સાથ લીધેલું, ખાવું બેચ ખાંતે;
તૃષા ટાળવા જળ ઝારીનું, નિર્મળ પિયે નિરાંતે. ૧૧૧
લગભગ આવે સ્વારી સુહામણી, નૃપમણિની બહુ નેહે;
આંખમળે અન્યોન્ય એટલે, સલામ કરીએ સ્નેહે. ૧૧૨
એક ગાડી અવિલોકી એવી, સુણો વિગત નરનાર;
ભરી પેટિયો માલની ભારે, ઉપરાઉપરી અપાર. ૧૧૩
ધમણું[1] ચઢી ન શકેલી માટે, ગાડી રહેલ ઉધાડી;
ઉપર પેટિયો પર બેઠો જન, ઉરને હર્ષ પમાડી. ૧૧૪
જંગલ પાર જવા જન જાણે, ઊંટે ચઢિને આવે;
પોલું મુખ કરી પારવિનાની, ભલી હવા લે ભાવે. ૧૧૫
મન જાણે જઈ મહાબલેશ્વર, આમજ હવા ખવાશે;
શિખીમેલું તો સારૂ પ્રથમથી, ઠેકડી[2] નહિં તો થાશે. ૧૧૬
એક ટનલ[3] આવે એ રસ્તે, મૈલ અર્દ્ધનો મ્હોટો;
મૈલ આશરે બાર[4] ઉપર છે, જેનો બીજો ન જોટો. ૧૧૭
સામસામી બે મુખથી પડતો, પાપા મૈલ પ્રકાશ;
અંધારાનો એથી એમાં, તલભારે નહિં ત્રાસ. ૧૧૮
આવે હારોહાર અચળ[5] બહુ, ઊંચાઈ અતિ મ્હોટી;
જયમ સિંહલદ્વીપના જંગલમાં, કુળ કુંજરનાં[6] કોટી. ૧૧૯
ઉભય બાજુ ગિરિની આચ્છાદિત[7], હરિત ઝાડીથી લીલી;
ઉપર વૃક્ષ ઊંચાં રચના રૂડી, પક્વપત્રથી[8] પીળી. ૧૨૦
લીલી ભરજરીના ઓઢાપર, સુવર્ણ હોદ્દો શોભે;
જાણે ગજયુથ ઉભાં નૃપતિનાં, લાયક દર્શન લોભે. ૧૨૧

---

૧ બગી ઉપરનો ચામડાનો પડદો. ૨ મશ્કરી-હાંસી. ૩ વિવરમાર્ગ. ૪ પુનાથી બાર મૈલ દૂર છે. ૫ પર્વતો. ૬ હાથીઓનાં. ૭ ઢંકાયલી. ૮ પાકા પાંદડાંથી.

ત્રણ ત્રણ ગાઉ ઉપર ટપ્પા છે, તેજી ટાયડાંકેરા;
નાંખી હારનીસ[1] બીજા અશ્વપર, બદલે જનગતિપ્રેર્યા. ૧૨૨
ઝાઝી જોવા જેવી ઝડપ છે, એય કામની એવી;
વિલંબ કરવી વિપળ એક પણ, કામ વિનાની કેવી? ૧૨૩
દર ટપ્પે દ્વય[2] અશ્વ એક જન, વાર વાર બદલાય;
સારથી ને રથ તો એનો એ, ઝડપે હાંક્યા જાય. ૧૨૪
આવે ઢાળ ચઢણ ત્યાં ઉતરી, સવેગ દોડે સાથી[3];
સ્નાન કરેલો દીસે શરીરે, અતિશે પરસેવાથી. ૧૨૫
એમ ઉતરતાં અશ્વે કરીયો, પાટુતણો પ્રહાર;
પડ્યો ભમરિ ખાઈ પૃથ્વીમાં, "મેલો[4]" કરી ઉચ્ચાર. ૧૨૬
નારાયણવિણ[5] અનાથનરની, વૈદ્ય કરે કો વ્હાર;
ઉભી રખાવી ગાડી પાયું, વિમળ પાણી તેવાર. ૧૨૭
સાવધ થયો શીશીનાં જળથી, સઘળી પીડ સમાણી;
શમી જાય જ્યમ ભૂત શરીરથી, પાય ભુવો[6] જવ પાણી. ૧૨૮
એમ ચાલતાં આવી ઊભી, વિશાળ પર્વતવાટ;
દુર્ઘટ છાતિવરામ ચઢણનો, ઘણો વિકટ તે ઘાટ. ૧૨૯

૧ ગાડીએ જોડવાના ઘોડાપર જે સામાન નાંખવામાં આવેછે તેને હારનીસ કહે છે. ૨ બે. ૩ ગાડીની સાથે રહેનારો માણસ. ૪ મરી ગયો. મેલો એ મરાઠી શબ્દ છે. ૫ શેષશાયી વિષ્ણુ, અથવા મારી સાથે બેઠેલો એ નામનો અત્રેની હૉસ્પીટલનો કંપાઉંડર (દવા બનાવનાર.) એણે ઝડપથી ઉતરીને તે માણસને પાણી પાઈ સાવધ કર્યો હતો. ૬ ભૂત ઉતારનાર માણસ-ધુણનાર ધુણી ધુણીને થાકે અને એ મેહનતથી ગળે સોસ પડે તેથી પાણી પાયા પછી ધૂણવું બંધ કરી થોડી વાર થાક ખાય વળી ઢોંગ મચાવે.

સવા આઠસેં ફીટ ઉંચો છે, સિંધુ સપાટીથી સત્ય;
કાતરેજની ડુંગરી નામે, વાજી લહે વિપત્યૂ. ૧૩૦
પ્રભુ પરાયણ થતાં પ્રથમ જયમ, કર્મકાંડ[1] કરવાનું;
મહાબલેશ્વર જતાં પ્રથમ ત્યમ, કાતરેજ કુદવાનું. ૧૩૧
સંત સમાગમ સાધનવાળો, પામે બહુ ન પ્રયાસ;
આ પંથે વસુનાં સાધનથી, તલભારે નહિ ત્રાસ. ૧૩૨
કોરીને ગિરિની કટિ કાઢયો, માર્ગ સુરંગ લગાવી;
ખીણભણી રૂડી પાળ પથરની, બચવાકાજ બનાવી. ૧૩૩
અર્દ્ધછિદ્ર અનુપમ દીસે છે, સુરંગનાં સાહુ ઠામે;
બાણતણાં વ્રણ[2] વીર પુરૂષને, શોભે જયમ સંગ્રામે. ૧૩૪
ટીપે ટીપે પાણી પડે છે, કરેલ કુંડીમાં તે;
પર્વતપરના મંદ ઝરણનાં, વખાણ થાય ન વાતે. ૧૩૫
નાની જણાય ચીજો નીચેની, ઊંચે ચઢતાં આગે;
ઉચ્ચ પદસ્થિતની[3] આંખે જયમ, અન્ય લોક લઘુ લાગે. ૧૩૬
વાંકોચૂકો માર્ગ વડો છે, હેઠથી દીસે ઠીક;
ચૂડ[4] ભરવી અજગર વિટળાયો, નરને જયમ નખશીખ. ૧૩૭
દોહ્યલુ થયું એ ડુંગરીપરથી, એકજ ચક્ર[5] અમારૂં;
બરાડવા લાગ્યું બહુ જયમ કો, બહુ દુખી મનુષ્ય બિચારૂં. ૧૩૮
અમને ભય બહુ લાગ્યો અંતર, સારથિને ગણના શી ?
ડરે ન જયમ દરિયે તોફાનથી, ખરા પ્રવીણ ખલાસી. ૧૩૯

---

૧ ઇશ્વર પરાયણ થવા સારૂ મનુષ્યને અનુક્રમે ચઢતી પદ્ધતિ પ્રમાણે કરવા વેદમાં ત્રણ વિધિ કહી છે. પ્રથમ કર્મકાંડ, તેમાં પૂર્ણતા મેળવ્યા પછી બીજો ઉપાસના કાંડ અને છેવટ ત્રીજો જ્ઞાનકાંડ. ૨ છિદ્ર. ૩ ઊંચા અધિકાર પર રહેલા માણસની ૪ આંટી ભરાવીને સજ્જડ વળગી રેવું તે. ૫ પઇડું.

વારંવાર જુએ વળી વળીને, ઉલટ ભાગિયે હાંકે;
અંતર ભય પણ મુખે ન જણવે, ચિત ચોટેલું ચાકે. ૧૪૦
ધીમે હાંકતાં અન્ય ગાડિયો, આગળ થઈ અવિલોકી;
કાળજમાં સારથી કચવાઈ, અતિ વેગમાં હાંકી. ૧૪૧
પડ્યો કપાઈ ખુંટો પળમાં, ચક્ર જૂદુ પડી નાઠું;
સ્વતંત્રતા જયમ અણસમજુને, મળતાં થાયે માઠું. ૧૪૨
ચીલે ગાડી ઘસડાતી ચાલી, લઠ્ઠા કેરા લાગે;
પાંખ કપાયે પંખી જયમ ભોંયે ઘસડાતું ભાગે. ૧૪૩
અકસ્માત પિછિ એક સોબતી, કુદિયો પ્રબળ કરીને;
જયમ ત્યમ પડિયો જમીનપર ઉર, ધૈર્ય ઘણુંક ધરીને. ૧૪૪
તેને તનમાં ગુપ્ત લાગ્યું તે, મારા મનમોઝાર;
દુખી થયો પણ દૈવતણો મેં, અતિ માન્યો ઉપકાર. ૧૪૫
સારૂં થયું કે સરખી જમીનપર, અકસ્માત ઉત્પાત;
નહિંતો ઊંડી ખોણમાં નક્કી, જીવ પડતાંમાં જાત. ૧૪૬
કુદી પડવાનું હું કરૂં જેટલે, અશ્વ ખળ્યા અવિલોકી;
હરિ કરશે તે થશે હવે પિછિ, ઉર વૃત્તિ એ રોકી. ૧૪૭
ઝટપટ સારથી જઈ લઈ આવ્યો, સહિત અશ્વ બીજી ગાડી.
ચઢિને તેમાં સરવે ચાલ્યા, અતિ વેગથી અગાડી; ૧૪૮
બદલાવા જ્યાં રહે તુરંગમ[1], ત્યાં જન રંક તમામ;
ઘેરી વળે ગાડી પછી માગે, દયામણે મુખ દામ. ૧૪૯
ઉરમાં જો કરૂણાની પ્રેરણા, કરે જગત કરતાર;
યથાશક્તિ તો દે પંથીજન, આપે બની ઉદાર. ૧૫૦
પંથ કપાયે પ્રસન્ન વદને, જયમ જયમ આગે જૈયે;
તાપતણો પરિતાપ વધે તન, કોને તે દુખ કૈયે? ૧૫૧

૧ ઘોડા.

કરૂણાદષ્ટિ કચ્છપતિની, સાથ ઉપર ભલિભાંતી;
સૂર્યતાપના પરિતાપથકી, પમાડનાર પ્રશાન્તિ[1]. ૧૫૨
મિનીટ ખટમાં એક મૈલ હય, કરે પંથ કોડેથી;
અગનગાડી સાધારણનો પણ, વેગ નહીં વધુ એથી. ૧૫૩
ટુંકાં ટાયડાં પણ તેજીસમ, ડચકારે બહુ દોડે;
ઉગામવા દે નહિં ચાબુક એ, ગુણી શિષ્યની ગોડે[2]. ૧૫૪
સિરવલકેરી સમીપ પ્હોંચ્યા, હોંસે વધી અગાડી;
પોણી એકત્રીશ મૈલનો, મૂકયો પંથ પછાડી. ૧૫૫
ત્યહાં સુખદ બંગલો કર્યો છે, મુસાફરોને માટે;
સગવડ સર્વ પ્રકારતણી ત્યાં, સારી મળે વસ્તુ સાટે. ૧૫૬
કોતરી પર્વત એક કર્યું છે, સરવર ત્યાં સુખધામ;
પરોપકારી પાંડવોનું છે, એ અતિ અદ્ભુત કામ. ૧૫૭
સંતહૃદયસમ સ્વચ્છ ઘણું છે, નૃપગુણસમ ગભીર;
કુટિલ ભ્રૂકુટિવાળાં સ્ત્રીવદનસમ, મધુર તેહમાં નીર. ૧૫૮
અથવા કોતરી યુધિષ્ઠિરે[3] ભરી, સ્વાંત[4] વિમળતા એમાં;
બીજા પાંડવોએ[5] નિજગુણની, ગંભીરતા ભરી તેમાં. ૧૫૯

૧ વિશેષ શીતળતા. ૨ જેમ, પ્રમાણે. ૩ હસ્તિનાપુરના પાન્ડુ રાજાનો જેષ્ઠપુત્ર. કૌરવોએ કપટદ્યૂતમાં હરાવી પાન્ડવોને વનવાસ દીધો તે વનવાસમાં એઓએ ઘણાં સુકૃતો કર્યા છે. જુનાં અદ્ભુત કામોના બનાવનારની તવારીખ મળતી નથી ત્યારે તેવાં કામો સાથે આજે પાન્ડવોનો સંબંધ જોડે છે, તેમ ત્યાંના લોકો એ સરોવરને પાન્ડવોનું બનાવેલું કહે છે, તે ખરૂં પણ હોય. ૪ પોતાનું અંતઃકરણ.–મહાભારતમાં યુધિષ્ઠિરના સદ્‌ગુણોનું જે વર્ણન કર્યું છે તેમાં તેના અંતઃકરણની વિશુદ્ધતા બહુ વખાણી છે. ૫ અર્જુન, ભીમસેન, નકુલ અને સહદેવ. ભીમસેન ઉગ્ર પ્રકૃતિનો હતો તથાપિ તેણે યુધિષ્ઠિરની આજ્ઞાનું અતિ દુઃખના પ્રસંગમાં પણ ઉલ્લંઘન કર્યું ન હતું, તે પરથી તે ગંભીર પ્રકૃતિનો હશે એમ સંભવે છે. બીજા ભાઇઓ તો નિરંતર યુધિષ્ઠિરની આજ્ઞામાંજ રહેતા હતા.

પતિનાં પાવન કૃત્ય ભણી પછી, કુટિલ ભ્રૂકુટિ કરી કોડે;
દ્રૌપદિએ[1] અતિ પ્રસન્ન વદને, હશે નિરખિયું હોડે. ૧૬૦
તેથી તમાં સ્વચ્છપણું વળી, ગંભીરતા મધુરાઈ;
હશે શું આવ્યાં મુજમન ભાસે, ચતુરતણી ચતુરાઈ. ૧૬૧
એમ ચાલતાં ખામ્બટકીની, દુર્ઘટ ડુંગરી આવી;
પુનેથી ચાળીશ મેલ પધારી, સ્વારી નૃપની સુહાવી. ૧૬૨
ચઢવા માંડ્યો ઘાટ ચઢણ તે, છાતિભેરનો છેક;
વારંવાર વખાણ કરૂં શાં, વાજી તણાં સવિવેક. ૧૬૩
કર્મકાન્ડની પૂર્ણાહુતિ કરી, ઉપાસના આરંભ;
કરિયો જાણે કોડ ધરીને, દિલથી ત્યાગી દંભ. ૧૬૪
રચનાબંધ શિખર ગિરિકેરાં, સપાટિ ઉપર સ્વચ્છ;
વિમળગુણે પરિમિત વિવેકિ જ્યમ, કૃપાળ મહિપતિ કચ્છ.
વિવિધ વિહંગમ[2] શૃંગતરૂ[3] પર, મુખે મધુર સ્વર તાણે;
વિમળ હવા ઘણી ખાવા તેડે, જતા પંથીને જાણે. ૧૬૬
કેટલાક બોડા ડુંગર બહુ, વૃક્ષ દીસે વચગાળે[4];
ગૌરવર્ણના ગોરમટીથી[5], નર વિસ્મય થઈ ન્યાળે. ૧૬૭
જાણે ગુણ ગંભીર નૃપતિના, સુભગ માન માટેજ,
કર ટોપી ગ્રહિ શીશ ઉઘાડે, ઉભા સભ્ય અંગ્રેજ. ૧૬૮
શિખર ગગનચુમ્બિત[6] અતિ ચારૂ[7], ગિરિનાં ઘણાં જણાય;
નીચે ઉભા રહી ઉંચે ન્યાળતાં, પાઘડી પણ પડી જાય. ૧૬૯

---

૧ પાંચાલ દેશના દ્રુપદ રાજાની પુત્રી. એના સ્વયંવરમાં મચ્છવેધની સરત હતી. અર્જુન મચ્છવેધ કરી એને પરણ્યો. પણ પછી કુંતીમાતાનાં વચનથી એ દ્રૌપદી પાંચે પાન્ડવોની સ્ત્રી થઇ રહી હતી. વનવાસમાં તે સાથે હતી. ૨ પક્ષિઓ. ૩ શિખર. ૪ વચલા ભાગે. ૫ ગોરી માટી. ૬ આકાશને ચુંબન કરનારાં—અર્થાત્ ઘણાં ઉંચા. ૭ સુંદર.

ખામ્બટકી ગિરિનોકટિ મારગ, પાળસહિત પેખાય;
ઉપર ચઢી જોતાં ઉપમા ઉર, આવે એવી પ્રાય. ૧૭૦
કંદોરો લંગોટી કટિમાં, શિર ટોપીથી સુહાવી;
અન્ય અંગ મેલી ઉઘાડાં, ઉભો ખલાસી આવી. ૧૭૧
કંઈ રથના પાટા ખસી પડિયા, ચક્ર થયાં કંઈ ચૂર્ણ;
ખામ્બટકીની ડુંગરી કેરો, પંથ કરંતાં પૂર્ણ. ૧૭૨
મૈલ કપાયા સુડતાળિશ તવ, સુરૂલ આવ્યું સારૂં;
બીજો બંગલો પ્રવાસી માટે, ચાહી રચ્યો ત્યાં ચારૂ. ૧૭૩
નિર્મળ નીર તણી નીરા નદી, મંદ પ્રવાહિની આવી;
સેતુ પરમ સુંદરપર ચઢીને, ભાળંતાં તે ભાવી. ૧૭૪
સ્નેહથી નિસ્પૃહ[1] લાલચુ પિયુની, નાંખે નાર નિસાસો;
પિયેરિયાં પણ પુરો ન પાડે, સદાય સાસરવાસો. ૧૭૫
એવી નારી દિનદિન દુર્બળ, સુકાતી જાય શરીરે;
તાદશ સૂક્ષ્મ પ્રવાહ અંગની, નીરા નદી નિરખી રે. ૧૭૬
વિમળ આવ્યું પછી વાઈગામ જ્યાં, વાડવવાસ[2] વિશેષ;
કૃષ્ણાનદીને કાંઠે વસ્યું છે, બહુધા લાગ્યું બેશ. ૧૭૭
ચોપન મૈલ પુનેથી ચઢીને, આવ્યા વેગ અધિક;
ત્રીજો બંગલો પ્રવાસી માટે, કરિયો છે ત્યાં ઠીક. ૧૭૮

---

૧ એતમાવાળો-ગુજરાતમાંના ચરોતર વિભાગના તેર ગામના લેઉઆ પાટીદારોની ન્યાતમાં જેઓ કુળવાન ગણાય છે તેઓ પેરામણીમાં કન્યાના બાપ પાસેથી ઘણા રૂપૈયા લે છે. પરણીને ઘરબાર માંડે, સંતતિ થાય ત્યાંસુધી પણ કન્યાના બાપે જમાઈને અને દીકરીને ઘણુંજ આપવું જોઇએ. જેનાં માબાપ તરફથી વધારે આમદાની હોય તે સ્ત્રી તેના વરને તથા સાસરીયાંને વિશેષ વ્હાલી, પછી ગુણ ને રૂપ ગમે તેવાં હોય. એ રીતિમાં હમણાં થોડો સુધારો થાય છે. ૨ બ્રાહ્મણ.

સુહામણાં સુરમંદિર તીરે, બાંધેલા બહુ ઘાટ;
સેતુની[1] શોભા નિરખિ અલૌકિક, ઉરના દૂર ઉચાટ. ૧૭૯
નાહિ ધોઈ નિર્મળ નરનારી, પૂજે પ્રભુ સહુ કોય;
અહો ભાગ્ય ભવમાંય નિરંતર, હરિપદ ચિંતન હોય. ૧૮૦
થયા ખરા મધ્યાન્હ ત્યહાં રવિ, તપ્યો પ્રચંડ તમામ;
આકુળવ્યાકુળ સર્વ થયા ઉર, લાલસ[2] મુખે લલામ[3]. ૧૮૧
કાર્ય તજી અનિવાર્ય[4] ગરમીથી, જન સંતાય સભીત;
ક્રોધવંત નૃપને નિરખી જ્યમ, અરિ ભાગે ડરી ચિત્ત; ૧૮૨
જાદવરાયની[5] જે જન ઉપર, કૃપાનજર રજ હોય;
દેનારૂં પરિતાપ ન તેને, કળિમાં જોતાં કોય. ૧૮૩
બેઠા બહુ તેથી સહુ જનનું, અકડાઈ ગયું અંગ;
આધાપાછા થયા ઉતરિયા, ત્યાં જન તેહ પ્રસંગ. ૧૮૪
કમળાસન કરી ઉપાસના જન, કરતાં કષ્ટ સહેછે;
ટટાર[6] થઈ પૂર્ણાહુતિ[7] વેળા, પ્રદક્ષણા શું કરેછે ! ૧૮૫
ભીડ કરી ઊભાં ભીખારી, જાણે વિપ્રસમાજ;
દાન દક્ષણાશાએ મળિયા, નિરખીને નરરાજ. ૧૮૬
તીર્થગોરનો ડુબાવવા હક, આવ્યો વાડવ એક,
"ગોર કરો નરરાજ મને હું, છઊં પ્રવીણજ છેક." ૧૮૭
પરમ વિકટ ડુંગરી પુસુરની, ચઢવી બહુ મુશ્કેલ;
તેજી ટાયડાં તજીને જોડ્યા, ખચ્ચર પાય ઠરેલ. ૧૮૮
ઉપાસના તજી જ્ઞાનવિષે જવ, લાયક વૃત્તિ લાગે;
ભેદાભેદ બધી વસ્તુથકી, ભલી રીતે તવ ભાગે. ૧૮૯

---

૧ પુલ. ૨ લાલાશ. ૩ સુંદર. ૪ ન અટકાવી શકાય એવી. ૫ શ્રીકૃષ્ણ, અથવા યદુકુળના રાજાની. ૬ સીધા ઉભા રહીને. ૭ યજ્ઞમાં હોમનું કર્મ જે દિવસે સંપૂર્ણ થવાનું હોય તે દિવસે નાળિએરહોમતી વખતે ઉભા થવું પડે છે.

માન અમાન ન જ્ઞાન થયે મન, સમદર્શી સંસારે;
જીવનમુક્ત તે જન જગમાંહે, પેખી જોતાં પ્યારે. ૧૯૦
હૃષ્ટ પુષ્ટ ટુંકાં ખચ્ચર પણ, ઠરેલ પગનાં ઠોક;
ચાલ્યે ચપળ ચઢાણઉપર તે, એ ખપ યોગ્ય અધિક. ૧૯૧
કેટલેક સુધી સપાટ મારગ, અચળ ચઢંતાં આવે;
ઉભય બાજુ માર્ગની અનુપમ, સુંદર તરૂ સોહાવે. ૧૯૨
ઘણા ગાઉ સુધી છૂટા છૂટા, તૃણ ને વૃક્ષ વિનાના;
કરિવર[1] કાય સમાને કાળા, નિરખ્યા ડુંગર નાના. ૧૯૩
મનુષ મસ્તકાકાર મનોહર, પ્હાણ સમીપ પડેલા;
મૃતિકારક્તથી[2] મિશ્રિત દીસે, બહુ ભુખરા ને મેલા. ૧૯૪
એવી પૃથ્વી અવિલોકી ઉર, અનુપ કલ્પના આવી;
ધર્મક્ષેત્ર કુરૂક્ષેત્રની[3] જાણે, સમરભૂમિ[4] સોહાવી. ૧૯૫
ભીષ્મ[5] કર્મ કરી માર્યા ભીમે[6], ગજ બળવંત ઘણેરા;
રથે બેસી પારથે[7] મહારથી[8], વીર હણેલ વડેરા. ૧૯૬
ઘાવ સ્થાનથી ઝરે ઘણું જયમ, શોણિત[9] ગેરૂ સમાન;
પડ્યા વીર ગજ પ્રાણવિના થઈ, ઉપમા શી કહું આન? ૧૯૭

---

૧ શ્રેષ્ઠ હાથી. ૨ રાતી માટીથી. ૩ પાંડવ કૌરવની મહા ભારત લડાઇ જે ઠેકાણે થઇ તે સ્થળ., હાલ પાનિપતના મેદાનને નામે ઓળખાય છે. ૪ રણભૂમિ. ૫ ભયંકર ૬ ભીમસેન. કૌરવ પાંડવનું, અઢાર દિવસ મહાભારત યુદ્ધ ચાલ્યું હતું. દુર્યોધનપક્ષી કર્ણે ભીમસેનને અતિશય સંકડામણમાં એક દિવસ યુદ્ધમાં આણ્યો હતો ત્યારે ભીમસેને પોતાનું હતું તેટલું બળ વાપરી કૌરવ દળનો ઘોર સંહાર કર્યો હતો તેમાં હાથી ઘણા માર્યા હતા. ૭ અર્જુન. ૮ દશહજાર યોદ્ધાઓની સાથે એકલો લડનારો. ૯ લોહી.

ચઢાણ થતાં શરૂ ઉભય બાજુએ, વાડ વડી ત્યાં આવે;
પાસે ખીણ ગંભીર પરમ તે, ભીતર ભય ઉપજાવે. ૧૯૮
ભૈરવજાપ[1] તણો ભય ભરિયો, જો ઉર તર્ક કરાય;
છુટે કમકમી "ધડકે છાતી, રોમાવળી ખડી થાય. ૧૯૯
ખીણ સમીપ સપાટ ભૂમિપર, ચોરસ ક્ષેત્રો ચાર;
પાળ ફરતિ ક્યારા શુભ મધ્યે, ધાન્યથી લીલા ધારૂ. ૨૦૦
બાંધી પાલવ કોર મનોહર, લલિત બુટા ભરી લીલા;
સુકવી ચુંદડિયો શું ખતરીએ[2], ખોશી ચતુર્દિશિ ખીલા. ૨૦૧
ઘુમટાકાર ઘણી ડુંગરીયો, ઝાઝી શોભા જેની;
નીચેથી સંધિઓ[3] દેઠ સુધી, તૃણ વચગાળે તેની. ૨૦૨
કટિએ રાખી કમાન મનોહર, ખટકો મનથી ખસેડી;
પરમ રમ્ય પરિધાન કરી ઉભી, લીલું ગવન શું લેડી[4]. ૨૦૩
વિલોકતાં પાછું ફરી પ્રેમે, વાઈ ગામની વાટ;
તલેટીસુધી તે ત્રાંસી સીધી, ઘણો રૂડો છે ઘાટ.. ૨૦૪
વાઈગામ વાંસે પડ્યું જાણી, કુટિલપણુ તજી કોડે;
સીધો થઈ શું સર્પ પેસવા, દરિને દરભણી દોડે. ૨૦૫
છ સાત મૈલ ચઢાણ ચઢ્યાપછી, શંકા સર્વ નિવેડી;
તાજા બળના તુરંગ જોડ્યા, ખચ્ચર મૂક્યાં ખસેડી. ૨૦૬

૧ જે સુખ આ જન્મમાં પ્રયાસ કરતાં પણ પ્રાપ્ત ન થાય તે સુખ બીજા જન્મમાં મેળવવા અથવા મનનું ધાર્યું થવા સારૂ કાશીમાં જઇ કરવત મુકાવવાની વિચિત્ર રીત જૂના વખતમાં ચાલતી હતી, તેમ તેવા કારણસર પર્વતના ઉંચા શિખર પર ચઢીને ત્યાંથી કુદકો મારી પ્રાણ ત્યાગ કરી ઇચ્છેલું સુખ બીજા જન્મમાં મેળવવાનો ચાલ હતો. એ પ્રમાણે શિખર પરથી પડી મરવું તેને ભૈરવજાપ કહે છે. ૨ રંગનું કામ કરનાર. ૩ સાંધો. ૪ ગૃહસ્થની સ્ત્રી.

અધિક વેગથી આગળ ચાલી, સ્વારી નૃપની સારી;
સૂર્યતણી પણ પૂર્ણ ઉગ્રતા, કહ્યું શું તે દુઃખકારી. ૨૦૭
જ્યમ જ્યમ થાય સમીપ પદામ્બુજ[1], પ્રતાપપુંજ પ્રભુના;
ત્યમ ત્યમ તાપ ટળી તન શાન્તી, ઘણીજ થાય સુગુણા[2]. ૨૦૮
એમ ચાલતાં પંચગિની પણ, પુનિત પંચવટી[3] તુલ્ય;
પુનેથી બાસઠ મૈલ ઉપર તે, આવ્યું સ્થાન અમૂલ્ય. ૨૦૯
ચોથો ત્યાં બંગલો ચણેલો, મુસાફરોને માટે;
પરમ સુલભ સુખ પ્રવાસી જનને, એમ મળે એ વાટે. ૨૧૦
મહાબળેશ્વરનો ગિરિ ત્યાંથી, સ્પષ્ટ જણાતો જોઈ;
હર્ષ હાસ્યમિશ્રિતની કલ્પના, પુરૂં સુણજો સહુ કોઈ. ૨૧૧
જાણે યદુકુળ નૃપને જોઈ, શશિશેખર[4] જગત્રાતા;
પરંપરાનું પરમ સખાપણું, સંભારી શું સુખદાતા. ૨૧૨
સજે આભૂષણ શુભ સર્વાંગે, મિલન પ્રસંગ વિચારી;
ભુજંગના મુંજ[5] કોપિન[6] કરિયાં, શશીમુકુટ શિરધારી. ૨૧૩
વિભૂતિદાતા[7] સેવકને, તન વિભૂતિ[8] ચોળી વિશેષે;
ઉભા થયા ગિરિશિખર ઉપર શું, મહીપ જોવા મિષે. ૨૧૪
કિરિટચંદ્રના પિયૂષ[9] મિશ્રિત, કૃપાકિરણ વિસ્તારી;
બાર મૈલપરથી રથ નિરખ્યો, ભૂપતિકેરો ભારી. ૨૧૫

---

૧ ચરણકમલ. ૨ સારા ગુણવાળી શાન્તિ. ૩ નાશકથી અર્દ્ધ મૈલ દૂર પંચવટી છે ત્યાં લક્ષ્મણનું તપોવન છે. ૪ શંકર. સમુદ્ર મંથન કરતાં જે ચૌદ રત્નો નીકળ્યાં તેમાં ચંદ્રપણ નીકળ્યો, તે ચંદ્ર શિવે પોતાના મુકુટમાં આરોપિત કર્યો છે તેથી તેમનું શશિશેખર એવું નામ પ્રસિદ્ધ છે. ૫ કોપીન ભેરવી રાખવા કમરની આસપાસ જે નાળીએરનાં છોડાંનું વણીને દોરડું કરે છે તે. ૬ લંગોટી. ૭ વૈભવના આપનાર. ૮ ભસ્મ. ૯ અમૃત-ચંદ્રમાં અમૃત છે, તે ચંદ્ર શંકરના મુગટમાં છે તેથી મુકુટનાં ચંદ્રના અમૃતથી મિશ્રિત થયેલાં કૃપાકિરણ.

ઉગ્ર[1] સ્વરૂપ ત્યાંથી અવિલોકી, અંતરમાં અકળાઈ;
ઉભી પુછડીએ પાછે પગલે, નાઠી ઉષ્ણતાબાઈ[2]. ૨૧૬
જ્ઞાનરૂપ ભૂપની ભામની, સુગુણા શાન્તિબાઈ[3];
લીધા અમને રક્ષણનીચે, શુભ સાદર કર સાહી. ૨૧૭
હોય સ્વભાવ કુલિનકામનીનો, કોમળ કરૂણાવંત;
શકે ન દેખી દુખિત સુજનને, આણે દુખનો અંત. ૨૧૮
ગંભીર ઘોષ કરંતો, હયરથ, આગે જ્યમ જ્યમ આવે;
હર્ષ માય નહિં હર ઉર જાણે, કરૂણાનાથ કહાવે. ૨૧૯
સ્પષ્ટ જણાય સમીપ જતાં ગિરિ, દૂર થતી કાળાશ;
ફેરફાર નિરખી નોતમ અતિ, તર્ક કરૂ સહુલાસ. ૨૨૦
હર્ષવેગથી અંગ પ્રફુલ શિવ, ભૂષણ તંગ તમામ;
કોપીન ભુજના ભુજંગ અંગથી, સરી પડ્યા શું ઠામ! ૨૨૧
કર પ્રસારી કરૂણાનિધિ કોડે, જેમ ઝાલવા જાય;
ભય પામી ઉર ભુજંગ ત્યમ ત્યમ, પ્રભુથી દૂર પળાય. ૨૨૨
ટુંકા સમજી તાણીને લાંબા, જો કરશે ત્રિપુરાર;
તુટચે આંકડા તરફડી મરશું, જાણી કદ્રુકુમાર[4]. ૨૨૩
ઘોર ઝાડિમાં ભરાઈ બેઠા, નિરાશ થઈ શિવભૂપ.
ઉભા દિગંબર[5] સંકોચાઈ, જય જય જોગી સ્વરૂપ. ૨૨૪
એક કહે ગણ હસિ મુખ હરને, દેવ પધારો દેરે;
શિવ મંદીર પેઠા શરમાઈ, કવિજન નમી કહેરે. ૨૨૫

---

૧ શંકરનું સ્વરૂપ. વિશ્વસંહારસમયે એવું ભયંકર રૂપ ધારણ કરે છે એ કારણથી શંકર ઉગ્ર નામે પ્રસિદ્ધ છે. ૨ ગરમી બાઈ. ૩ શીતળતા બાઇ. ૪ કદ્રુના દીકરા. સર્પકુળની માતાનું નામ કદ્રુ. ગરૂડની મા વિનતા અને કદ્રુ એ બે બેનો થાય. ૫ દિશાઓ રૂપી વસ્ત્ર છે જેમને એવા શંકર. અર્થાત્ નગ્ન.

કવિનાં મનમંદિરમાં એ રૂપ, કરશે નિવાસ કયારે,
અહો ભાગ્ય તું સહાય કર, શિવ, એ વિનતી ઉર ધારે. ૨૨૬
શીતળ મંદ સુગંધી પવનના, તરંગ ચાલ્યા ત્યાંથી;
સમર્થ શિવસામિપ્ય[1] કહો ત્યાં, કલેશ ઉપજતા ક્યાંથી. ૨૨૭
શમ્યા સર્વ પરિતાપ સર્વના, પંચગીનીથી પ્રમાણ;
મળ્યો મહાશ્રય મહાબળેશ્વર-તણો, ખરો સુખ ખાણ. ૨૨૮
કારમી ઝડપ કરે સારથી, એ-કેકથી થાવા આગે;
જાનૈયા[2] જયમ ઘી પાવાતક, હોડ કરીને હાંકે. ૨૨૯
છ વાગતાના નીકળેલા તે, બપોર પછી બે વાગ્યે;
સાથ સહિત નરનાથ પધાર્યા, અતિવેગે સહુ આગે. ૨૩૦
બાર કલાકની મુસાફરી તે, આઠ અવરમાં કીધી;
મહાબલેશ્વરને ચરણે નમી, લાયક શાન્તિ લીધી. ૨૩૧
સુઘડ બંગલો બોહિમિયા[3] તે, શણગારી કીધ સારો;
ફરતાં તરૂ ફાલેલ ફુલેલાં, ઉત્તમ એહ ઉતારો. ૨૩૨
વિપિન[4] તપોવન[5] તુલ્ય ફરતું છે, વળી એકાન્ત વિશેષ;
સુઘડ તર્કસંકલના જ્યાં વસી, બંધાયે બહુ બેશ. ૨૩૩
ત્યાં નિવાસ યદુકુળ નૃપનો જયમ, નંદનવને સુરેંદ્ર;
સોળકળા સંપૂર્ણ ભૂપકુળચંદ્રતણો મુખચંદ્ર. ૨૩૪

---

૧ શિવનીપાસે. ૨ વરની સાથે જનારા માણસો. વર બીજે ગામ પરણવા જવાનો હોય ત્યારે રથ વેલ ગાડાં વગેરે વાહનો જોતરી જાનૈયા તેની સાથે જાય; તેમાં જે વાહન પહેલું વરને સાસરે પહોંચે તે વાહનના બલદને કન્યાનો બાપ બધા કરતાં વિશેષ ઘી પાયછે. એ લાલચથી જાનૈયા બહુજ જોરમાં બળદ દોડાવેછે. ૩ એ નામના મુંબઈના યાહુદી વ્યાપારી સર. ડેવીડ સાસુનનો છે. ૪ વન. ૫ તપ કરવાનું વન.

નિરખી નિરખી હરખે ઉર સૌનાં, શીતળ થાય શરીર;
ભાસે દિવ્ય નવીનતા સરવે, ગિરિવર ગુણ ગંભીર. ૨૩૫
વૃક્ષ નવીન ફળફૂલ નવીન નરનારી નવીન પોશાકે;
ભાષા ભૂમિ નવીન સહુ ભાસે, વરણવતાં જન થાકે. ૨૩૬
મરૂવાસી[1] જન અમરાપુર[2], અવિ-લોકી અચંબો પામે;
અદ્ભુત રચના નિરખી તેમ સહુ, ચિત્ત ચકિત તે ઠામે. ૨૩૭
પરિજનના વિશ્રામધામ નૃપ, એ દિન કીધ આરામ;
વિગતપરિશ્રમ થયા સુવિગતે, કરવા મંગળ કામ. ૨૩૮
પ્રથમ પરસ્પર મિલન કાર્ય ગુણ-વાન ગવર્નર સાથે;
મહામતિ મેંબર કૌંસિલના, ભેટ લિયે ભલિભાંતે. ૨૩૯
પરમાદર પુછી કુશળ પરસ્પર, વળગે વિધ વિધ વાતે;
ઘણા દિવસનો ગાઢ પરિચય, હોય ન જાણે આ તે! ૨૪૦
બોલવું ચાલવું મળવું મનોહર, દેખી થાય સહુ દંગ[3];
વિવેકનિધિ પશ્ચિમ વસુધા પતિ-તણો[4] ચ્હાય સૌ સંગ. ૨૪૧
વાણી વિનય ભરી પ્રિય પરિમિત શબ્દ ગ્રથિત શોભે છે;
સુણવા તે મહામતિનાં મન પણ, લક્ષવસા લોભે છે. ૨૪૨
બુદ્ધિ વિશાળ હરેક વિષયમાં, પ્રવીણતા નિરમાની[5];
મુખપર સ્પષ્ટ વિરાજતી ગંભીર-તા મહીપાળપણાની. ૨૪૩
એ આદિક ગુણ જ્ઞાન ઘણાંથી, દેશીવિદેશી તમામ;
પ્રગટપણે મુખ કરે પ્રસંશા, ધન્ય નૃપતિ મતિધામ. ૨૪૪
મહાબલેશ્વરમાંય ગાળશે, ગ્રીષ્મકાળ મહીપાળ;
એવું જાણી કચ્છી શ્રીમંતો, આવ્યા ત્યાં આ સાલ. ૨૪૫

---

૧ મારવાડનો રહેવાસી ૨ દેવલોકોની પુરી. ૩ અચરજ થવું. ૪ પશ્ચિમ દિશાભણીની પૃથ્વીના સ્વામી-કચ્છદેશ હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં છે તેથી. ૫ અભિમાનવિનાની.

નૃપમિલાપ ત્યાં થશે નિરંતર, જે ગુણવાન ઘણાજ;
ભીષ્મ ગ્રીષ્મનો ભય વળી ટળશે, એક પંથ દો કાજ. ૨૪૬
વૈશ્ય[1] ઘણા વકરો કરવાને, દૂરથી આવ્યા દોડી;
ગરમ[2] વસ્ત્રના ભરી ગાંસડા, જર લેવાને જોડી. ૨૪૭
હીરા મોતી માણિક્ય મનોહર, ઝવેરી લાવ્યા ઝાઝા;
ખપશે તો ઠીક નહિં તો થઈ શું, તજું હવા લઈ તાજા.
ફરચી ફેરિયા ત્યાં પણ ફરતા, માલવિવિધ લઈ માથે;
નિરખી નિરખી નિજ નૃપને હરખે, મગન રહે મન સાથે.
જ્યાં વિચરે ત્યાં સહુ ને જણવે, સાભિમાન[3] સાનંદ[4];
આવ્યા છે ભૂપતિ અમારા, કૃપાળુ ને સુખકંદ. ૨૫૦
કપટપટુ[5] ને કૃપણ કસરીયા, મારવાડી ત્યાં મેલા;
વ્યાજરૂપે કાળજ કંઈનાં ખઈ, બહુ તન પુષ્ટ[6] બનેલા. ૨૫૧
જીવદયા[7] પ્રતિપાળ કહાવે, અંશ ન જીવદયાનો;
સ્વરૂપ[8] કહાવે પણ કર્મ કુટિલ, જેમ જગતજન જાણો.
એ આદિક વર્ણન પછીથી હું, કરીશ કોડ ધરીને;
પ્રથમ વરણું નૃપચરિત્ર નિર્મળ, હોંસે નમી હરિને ૨૫૩

૧ વેપારીવર્ગના. ૨ ઉનનાં લુગડાં-મહાબળેશ્વરમાં ટાઢ પડે છે તેથી ત્યાં ગરમ લુગડાં પેહેરી રાખવાની જરૂર છે. ૩ અભિમાનસહિત. ૪ આનંદસહિત. ૫ કપટ કરવામાં ચતુર. ૬ જાડા. નાભીથી નીચે ધોતીયું પહેરવાનો મારવાડીઓનો ચાલ છે તેથી તેમના પેટનો ફાંદો દેગડાસરખો બનીને તેમની જાડાઇમાં વધારો કરેછે. ૭ નાનાજીવો જેવાંકે કીડી મંકોડી ચાંચડ માંકણ વગેરેનું પ્રતિપાળન કરેછે પણ વ્યાજે રૂપૈયા લેવા આવેલા મનુષ્ય પ્રાણીપર તેઓ બીલકુલ દયા નહીં રાખતાં તેને જેટલો નીચોવાય તેટલો નીચોવેછે. ૮ વલ્લભ કુળના મહારાજને સ્વરૂપ પણ કહે છે.

બે ત્રણ દિવસે સાથ અને સાહિત્ય મળ્યાં સૈ આવી;
પછી ત્યહાં ઠરીઠામ પડ્યા સહુ, હૈયું બહુ હરખાવી. ૨૫૪
સાથ ઘણો નરનાથની સંગે, નિવાસ થળ ત્યાં નાનું;
ભીડ થશે પ્રિછિ નિદાન શોધ્યું, વનમેદાન મઝાનું. ૨૫૫
અર્દ્ધ મૈલ દૂર બોહિગિયાથી, તાણ્યા તંબુ ત્વરિત;
શિક્ષક[1] ઉપશિક્ષકને અર્થે, નિવાસ થળ નિશ્ચિંત. ૨૫૬
સમીપ હયશાળા રચિ સુંદર, ઘાસતણી પરસાળ;
મુનિ નિવાસસમ પવિત્ર ભાસે, સ્થળ તે વડું વિશાળ. ૨૫૭
પૂર્વદિશારૂપી ગોખભણી ત્યાં, ઝુકી રહેલી ઝાડી;
સદા પલ્લવિત વૃક્ષો વિધવિધ, ઢાળપડતી વળી ગાઢી. ૨૫૮
પત્ર વિચિત્રવડે ચકચકતી, લીલીછમ લલિતાંગી[2];
બેસાડી બહુચરની જાણે, ઓપ ચઢાવી આંગી[3]. ૨૫૯
ચાચરરૂપ[4] મેદાનવિષે રહી, પ્રભાતમાં ઉઠી પ્રીતે;
રવિ વંદતાં ઉરે બહુચરનું, સ્મરણ થતું એ રીતે. ૨૬૦
ધારી ધારી જોતાં એ ઝાડી, ઘણી દીસે ગંભીર;
આંખનું તેજ વધે ત્યમ અતિશે, શીતળ થાય શરીર. ૨૬૧
એ ઝાડીને મથાળે ઓપે, સુઘડ બંગલા સાર;
દક્ષિણ દિશિભણી પંથ પુનાનો, વિલોકશો વિસ્તાર. ૨૬૨
એહ પંથ વળી પશ્ચિમ દિશિએ, આંતરી વળ્યો ઉતારો;
શોભી રહ્યો ગિરિકરાડ ઉપર, સીધો થઈને સારો. ૨૬૩

૧ નામદાર મહારાજાધિરાજના શિક્ષક. ૨ સુંદર અંગવાળી. ૩ મજબુત કાગળપર રંગ રંગના ધાતુ વર્ક ચઢાવી બનાવેલો ઘાટ, તેને આંગી કહે છે. ૪ મંડપની બહારનો જે ખુલ્લો ચોક તે.

ટેમ્પલરોડ[1] મરોડદાર બાહુ, ઉત્તર દિશિએ લેખો;
આગળવધી એ પંથ અમારી, પૂર્વ દિશા હદ પેખો. ૨૬૪
એ માર્ગનો પુનાના માર્ગથી, સંગમ સરવરપાસે;
જે બાંધેલ સતારાકેરે, ભૂપતિએ ઉલ્લાસે. ૨૬૫
આડાઅવળી એમ અમોને, પંથ ઘેર ચોફેર;
સરિતાના ફાંટાથી બને જયમ, સુંદર દ્વીપ[2] સુપેર. ૨૬૬
મિત્ર પવિત્ર મહામતિશાળી, ઉદાર મન સુખકંદ;
પ્રેમરૂપ જેના દિલ દરિયે, મનહર બાળ મુકુંદ. ૨૬૭
વિજોગ પ્રલયે[3] મમ વ્યાકુળ મન, મુનિ માર્કંડ મહાંત;
થયેલ જે આધારભૂત અતિ, સુણાવી વચનો શાન્ત. ૨૬૮
સદૈવ જેનો કર્યે સમાગમ, જ્ઞાનવૃદ્ધિ ઘણી થાય;
કશી વાતે લવલેશ ન કલેશજ, પૂરણ પ્રેમ પમાય. ૨૬૯
એવા છોટાલાલ[4] નામ પણ, મનમોટું ગુણ મોટો;
સમીપ તેમની વાસ સદા ત્યાં, જેનો બીજો ન જોટો. ૨૭૦
અતિ એકાન્તપ્રિછી આરંભ્યું, આ વર્ણન અવકાશે;
રચી સુણાવું એ રૂડા પુરૂષને, સુખ સજ્જન સહવાસે.
હોય મલિનતા[5] તે હળવે રહી, દૂર કરાવે દેખી;
અગ ઉમંગ વખાણી વધારે, લાયક વર્ણન લેખી. ૨૭૨

---

૧ મુંબઇના આગલા ગવર્નરના નામથી રસ્તો બાંધેલો છે. ખરચ લોકલ ફંડમાંથી. ૨ બેટ. ૩ આ લખનારની નાની બેન રૂક્મિમણી નામે હતી તેના મૃત્યુના સમાચાર મહાબળેશ્વરમાં મળ્યા હતા તે દુઃખદાયક વિજોગ પ્રસંગમાં મનરૂપી માર્કંડમુનિને જેનાં શાન્ત વચનો આધારભૂત થયેલાં એ ભાવાર્થ. ૪ રા. રા. છોટાલાલ સેવકરામ—નામદાર મહારાજાધિરાજના શિક્ષક. ૫ દોષ.

જવું આવવું હરવું ફરવું, જમવું વસવું સાથે;
વિદ્યા વાર્ણો વિનોદ પરસ્પર, રાતદિવસ ભલિભાતે. ૨૭૩
સદૈવ એવા સૈંહૃદજનોનો, હજો સમાગમ સાર;
પણ ઝાંઝા અભિમાની દુષ્ટથી, દૂર કરજો ત્રિપુરાર. ૨૭૪
શીત હવા હેમંત ઋતુસમ, ગ્રીષ્મકાળમાં ત્યાંની;
માટે ત્યાં જન રહે રાતદિન, ગરમવસ્ત્ર પરિધાની[1]. ૨૭૫
પશ્ચિમ વસુધાપતિ પધાર્યા, પ્રસરી વાત નિરધાર;
આવે મળવા ઉપરા ઉપરી, ઉમદા અમીર અપાર. ૨૭૬
મિરજ મુધોળ ઇંથાકર કાંગલ, આદિકના યુવરાજો;
આવ્યા મિલન ઉમંગ ધરીને, સુણી નૃપતિ યશ ઝાઝો. ૨૭૭
પરમાદર કરી કુશળ પુછી નૃપ, સ્નેહ જણાવ્યો સાર;
તૃપ્ત ન વચનામૃત પીતાં તે, રૂડા રાજકુમાર. ૨૭૮
મન પ્રસન્ન તન પ્રફુલ્લ થઈ સહુ, વિમળ વિવેક વખાણે;
સ્નેહસહિત ત્યાં છૂટા પડીને, ધન્ય દિવસ તે જાણે. ૨૭૯
વળતી મુલાકાતે વિચરે વળી, ક્ષોણીપતિ એગાર;
એ શુભ સ્નેહ સમાગમનું સુખ, પ્રીછી લહે કો પાર. ૨૮૦
મતિ વિશાળ નિજ કાર્ય કુશળ અતિ, અંગ્રેજી અધિકારી;
આવે મળવામાટ ઘણા ત્યાં, વખાણું શું વિસ્તારી. ૨૮૧
પીલ[2] આસબરનર ઇત્યાદિક, કુશળ કૌંસિલર કોડે;
મળતાં મુખ મલપતે મહીપને, ઉર ઉભરાય પ્રમોદે. ૨૮૨
પ્રિયદર્શન પ્રિયવાદી મહીપતિ, મિતભાષી મતિધામ;
વિનયવિષે વશિકરણ મંત્ર મુખ, ગણી થાકું ગુણગ્રામ. ૨૮૩
યુરોપિયન આશ્ચર્ય થતા સુણી, ભાષા છટા ભલેરી;
વધે સમાગમ લોભ સરવને, કીર્તિ વધી નૃપકેરી. ૨૮૪

---

૧ પેહેરીને. ૨ હાલના કૌંસિલર. જે. બી. પીલ.

શૂરવીર સરજોન રોસ ત્યાં, આવ્યા મળવા માટે;
વળી જનરલ મેરિમન વિજયિએ, ભેટ લીધી ભલિભાંતે.
અનુપ જેમના તન અકારો, પૂરણુ પ્રકાશ ાન;
વિમળાકારે વિજયચંદ્ર[1] બહુ, શોભે સુયશ[2] સમાન.૨૮૬
કો આવે નિજ પ્રિયા સહિત કો, સહિત કુટુંબ સનેહે;
જતા રસિકવાણીમાં ભિજાઈ, ગુણ વખાણુતા ગેહે. ૨૮૭
યુરોપિયનમંડળને અતિશે, વિવેક વણ શિખવાડ્યો;
ક્યાંથી આવડ્યો કચ્છપતિને, જેણે સુયશ જગાડ્યો.૨૮૮
સત્કુળને સંસ્કારતણી[3] નથી, જરૂર અન્ય પ્રમાણે;
પાસા[4] માટ હીરાની પેઠે, મોતી ન ચઢે સરાણે. ૨૮૯
પરોક્ષ[5] સહુ તે કરે પ્રસંશા, યુરોપિયન અન્યોન્ય;
'વયકિશોર ગુણજ્ઞાન વૃદ્ધ નૃપ, શ્રીખેંગારજી ધન્ય'.૨૯૦
લાખ મૂર્ખ અભિલાખ ધરીને, લાયક કહી વખાણે;
એક વિદ્વજન એ કરતાં શુભ, જો ગુણ જરાય જાણે.૨૯૧
પરમ સુલભ મેળવવી પ્રતિષ્ઠા, મૂર્ખ સમાજે મોટી;
પંકાવું પંડિતમંડળમાં, એ અતિ કઠણ કસોટી. ૨૯૨
શિકાર કરવો મૃગસસલાંનો, જોખમ જરા ન તેમાં;
મહાવિકટ મૃગરાજ[6] મારવો, અતિ બહાદૂરી એમાં.૨૯૩
અજ[7] મુખેથી સુલભ છોડવો, તૃણનો ગ્રાસ ત્વરિત;
વિરલ[8] વીર લઈ શકે પુળો ગજમુખ આગળથી સભીત.૨૯૪

૧ લઢાઈમાં મળેલ ચાંદ. ૨ સારો યશ. ૩ જે ક્રિયાથી મનુષ્ય અથવા પદાર્થ શુદ્ધ કે સુંદર થઈ ઊંચપણું પામે તે. ૪ હીરાને પાસા પાડી શોભીતો કરવા માટે સરાણે ચઢાવવો પડે છે. ૫ મોઢે નહીં પણ પાછળથી. ૬ સર્વ પશુઓનો રાજા-સિંહ. ૭ બકરી ૮ કોઈકજ.

"અહો કીર્તિ[1] તું તારી મેળે, પરણી પાત્ર અવિલોકી"
"નહિં રાખે નૃપ અન્ય પ્રિયા સમ, તને જનાને રોકી."૨૯૫
"નહિં ભય નાજરનો તુજને રજ, ગોલીયૂથ નહિં ઘેરે;"
"સદા સ્વતંત્ર દિગંતર ફરતી, પરવરજે રૂડી પેરે." ૨૯૬
"કરી ખટપટ તારે તલભાર ન, સદા સુખી સલુણી તું;"
"અનાયાસ[2] તુજ વશ અવનીપતિ, જેમનું મન તેં જીત્યું"
"જીવાઈમાં લેશે એકાદું, અન્ય રાણિયો ગામ;"
"ખુલો રહેશે રાજ્યખજાનો, તુજકારણે તમામ." ૨૯૮
"તન મન ધનથી તુજ વૃદ્ધયર્થે[3], કરશે શ્રમ કુળભાણ;"
"ન ભૂતો ન ભવિષ્યતિ" તું એવી, પિયુની પ્યારી પ્રમાણ."
"દૂર પડી માટે મન ઉતારનો, કરીશ કશોય ન ક્લેશ;"
"અધિક લોભ મમતા અવનિપની, તુજપર થશે હમેશ."
"પાસ રહે પચ્ચાશ વર્ષ પણ, હસે ન મન ખળસાથ;"
"સજ્જન હોય દિગંતરમાંપણ, મનન તેનું દિનરાત."૩૦૧
"અહો કીર્તિ તું કચ્છપતિની, કામની સ્વચ્છ કુલીને;"
"જયમ જયમ દૂર જઈશ ત્યમ ત્યમ તું, પ્રિય લાગીશ પતિને"
"કોઈ રમે પંડિતમંડળમુખ, વિહાર કરજે વારૂ;"
"જેહ તારૂં મહિયેર મલપતું, પ્રમદાને ઘણું પ્યારૂં."૩૦૩
"અન્ય રાજ્યમંડળમાં જઈ વળી, ધરી હૃદયમાં ધીર;"
"ગજાવજે ગુણવાન પતિના, ગુણ દુંદુભિ ગંભીર." ૩૦૪
"કામરૂપિણી સ્વેચ્છાચારી, રાજ્યહંસણી રૂપે;"
"પતિના વેરિની વધુના[4] વદને, બિરાજી ગાતે અનુપે."૩૦૫

---

૧ કચ્છનામહારાજાને એવા પ્રતિષ્ઠિત માણસોથી જે કીર્તિ મળી તે કીર્તિરૂપી તેમની સ્ત્રી પ્રત્યે આ ઉક્તિ છે. ૨ મેહેનતવિના. ૩ વધારાને માટે. ૪ સ્ત્રી.

"હાસ્યદૂધ પીજે અતિ હોંસે, અશ્રુનીર કરી ન્યારૂં;"
"શું શિખવું તું ઘણી સમજણી, ધણીની માનીતી ધારૂં."
કરવા વિદ્યાભ્યાસ બીરાજે, નૃપકિશોર બે કોડે,
પાનું ઉઘાડે ત્યાં પ્રગટપણે, દ્વારપાળ કરજોડે. ૩૦૭
"આવે મળવામાટ કુલાણો", ઉઠે સુણી અવનીપ;
એમ દિવસ આખો ભીડભારે, રહાણા નૃપતિસમીપ. ૩૦૮
મહાબળેશ્વરમાં જનને જ્યમ, ઠંડી પજવવા મંડી;
આવી લાગી અભ્યાસે પણ તે, થોડી થોડી મોડી ઠંડી.
સહિત સાથ દિન એક મહીપતિ, શ્રધ્ધા સન્મતિપ્રેર્યા;
પવિત્ર દર્શન માટ પધાર્યા, મહાબળેશ્વરકેરા. ૩૧૦
માલ્કમપેઠથી[1] મહાબલેશ્વર, માપેલા ત્રણમેલ;
આવે ઉતર દિશાભણી જતાં, સીધો વટાવી શૈલ[2]. ૩૧૧
એલ્ફિનીસ્ટન પોઈંટ તણે છે, એજ પંથ અનુકૂલ;
આછી[3] અડી એ પંથે આવે, મનહર મંગળમૂળ. ૩૧૨
જતાં જમણીબાજુભણી દૂરની, ગંભીર ખીણ મેં દીઠી;
પ્રગટ ગુપ્ત પળપળમાં મધ્યની, પાંખી[4] ગહન[5] ઝાડીથી.
નખરાં[6] કરી નર નિરખી કુલટા, કાણી લાજ જ્યમ કાઢે;
અથવા ખળની પ્રીતિતુલ્ય એ, પરમાશ્ચર્ય પમાડે. ૩૧૪
આગળથી સગવડ કરાવી શુભ, માણસ મોકલી ભૂપે;
જાણ્યું તેથી ત્યાંના વિપ્રોએ, તણાય તૃષ્ણાકૂપે. ૩૧૫

---

૧ માલ્કમપેઠને ત્યાંના લોકો "નેર" કરીને કહેછે. નેરનું નામ "માલ્કમપેઠ" સતારાના રાજાએ મરનાર સર જોન માલ્કમની યાદગીરીમાટે પાડ્યું છે; કેમકે એ સાહેબે તે ઠેકાણું વસાવવામાં ઘણી મેહેનત લીધી હતી. ૨ પર્વત. ૩ છેટે છેટે, થોડી. ૪ છેટે છેટે. ૫ ઘાટી-ભરચક. ૬ ચાળાચસકા-લેકાં.

ઝટઝટ સ્નાન કરી તન ચોળી, ભસ્મ[1] મંત્ર ભણી ભાવે;
ત્રિપુંડ્ર[2] તાણ્યું લલાટ[3] વિષે શુભ, કપર્દિભક્ત[4] કહાવે. ૩૧૬
"આજ દક્ષણા મોદક[5] જાસક[6], મળશે નૃપપાસેથી,"
હર્ષ વિપ્રવરને ઉર માય ન, તેજી મુખપર તેથી. ૩૧૭
સુસ્તપણાને સુવાડી મૂક્યું, ઝડપ શરીરની જગાડી;
કુંચી આપી જયમ યંત્ર ચલાવ્યું, મુખથી શું કહું માંડી.
ખરા વિપ્રવર શૂર તેજ જે, દાન દક્ષણા વેળા;
મંડે થઈ મરણિયા પંડે, રણમાં જય ભટ[7] ભેળા. ૩૧૮
પરમ વેગથી સ્વારી પધારી, શિવમંદિરમાં સ્નેહે;
પરમ પ્રફુલ્લ ચરણરજ પરસી, દેશપતિ નિજદેહે. ૩૨૦
અહો મોહવારણ[8] મૃગારિ[9] હર[10], દુર્ગાપતિ[11] મતિદાતા;
તુજ ચરણાશ્રયવિના ન જનને, સંસારે સુખશાતા. ૩૨૧
તું ત્રિભુવનનાયક[12] સુખદાયક, વિઘ્નવિનાયકતાત[13];
દયાસિંધુ શિવ દીનબંધુ તું, વિશ્વવિષે વિખ્યાત. ૩૨૨
સુખાસીન[14] પ્રભુ વાળી પલાંઠી, ઉમાકાન્ત રૂપશાન્ત;
રસખસ વત્સલરસે વિભો તમ, શું વરણવું વૃત્તાન્ત. ૩૨૩
અર્ધાંગે ઉમયા દૃય[15] ખોળે, ગણેશ કાર્તિકસ્વામી;
ઓખા ઉભય તનુજ મધ્યે વસી, પરમ લાડ રહી પામી. ૩૨૪

---

૧ વિભૂતિ. ૨ શિવમાર્ગી લોકો કપાળમાં જે ત્રણ આંકાવાળું તિલક કરેછે તે. ૩ કપાળ. ૪ શિવભક્ત. ૫ લાડુ. ૬ વધારે. ૭ શૂરવીર. ૮ મોહરૂપી હાથી. ૯ સિંહ. ૧૦ શિવ ૧૧ પાર્વતિપતિ. ૧૨ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એ ત્રણ ભુવનના ઉપરી. ૧૩ ગણપતિના પિતા. ૧૪ સુખે કરીને બેઠેલા.—આ શંકરના ધ્યાનસ્વરૂપનું વર્ણન છે. ૧૫ બે.

સૂપડા સરખા કાન દંતુશળ, લાંબી સુંઢ લલિત;
પકડી પજવે કાર્તિકસ્વામી, ગણેશને ઘણી રીત. ૩૨૫
'પિતા જુઓ' કહી રડે ખોટું ત્યાં, ગણાધિપતિ ગુણભારે,
મમતા ભરી રીશ કરે મહેશ્વર, તારકારિપર[1] ત્યારે. ૩૨૬
"ગને[2] છું કલવા આંખો માલી, આંગલી કલીને આમ,"
સુણી વાણિ કાર્તિકસ્વામીની, હસ્યું કુટુંબ તમામ. ૩૨૭
આપનું આ સ્થિતિવાળું અનુપમ, દેખી સ્વરૂપ દયાળ;
વિનોદસિંધુ વિશેષ સાંભરે, પ્રયાગમલ[3] મહિપાળ. ૩૨૮
સન્મુખ નિજ યુવરાજ ઉભયગમ, કુંવરી અને કુમાર;
જંગમ હયરથ હિમપર્વતપર, સુખાસીન નૃપસાર. ૩૨૯
પરિજનથી પરિવેષ્ટિત[4] જ્યમ ગણયુથથી આપ ઘેરાતા;
ધીમે વિચરતા દર્શનીય નૃપ, પ્રજાથી હર્ષ પમાતા. ૩૩૦
ખમા શબ્દથી ગગન ગજવતી, પ્રજા મહીપને પેખી,
સુરયુથ જ્યમ હરહર શબ્દે જગ, વ્યાપ્ત કરે પ્રભુ દેખી. ૩૩૧
"સંતતિયુત અતિ ધન્ય નૃપતિનું, દર્શન કરીને દિવ્ય;"
"કૃતાર્થ આજ પ્રજા આપણ જ્યમ, સંતતિયુત[5] જોઈ શિવ"
એમ ઉચરી પુરકેરી પ્રજા બહુ, દર્શન કાજે દોડે;
કોઈ જુએ નૃપ કોઈ કુમારશ્રી, કો યુવરાજ સકોડે. ૩૩૩

૧ તારકાસુર નામના દૈત્યને મારનાર કાર્તિકસ્વામી. ૨ આ બાળકની ભાષા છે તે શુદ્ધ આમ વાંચવું. "ગણે શું કરવા આંખો મારી આંગળી કરીને આમ." કાર્તિકસ્વામીને ૭ મુખ છે તેથી દરેક મુખની બે ગણતાં બાર આંખો થાય; બાળપણને લીધે ગણપતિને એ કૌતુક લાગવાની અત્રે કલ્પના કરી છે. ૩ વિદ્યમાન મહારાજાધિરાજશ્રી ખેંગારજી બહાદુરના નામદાર પિતાજી. ૪ વીંટાયલા. ૫ પુત્રપુત્રી વિગેરે.

ઈષ્ટ ગણે જ્યમ કોઈ આપને, કોઈ ગણે મન સ્કંદ;[1]
ગણાધિપતિને કોઈ ઈષ્ટ ગણી, સેવી લહે સુખકંદ. ૩૩૪
લાડ ઘેલી કરી પ્રજા સ્વપ્રેમે, સદાય સંભાળીને;
મગ્ન થતા જ્યમ આપ જગતના, ત્રિવિધતાપ ટાળીને. ૩૩૫
પરિજનના તો પ્રયાગમલ નૃપ, જંગમ સુરતરૂ જેવા;
સ્વજનવિષે[2]જ્યમ આપ સદાશિવ, અઢળકદાની એવા. ૩૩૬
સ્વતંત્ર નૃપ મુખ માગ્યું આપવે, કૃપાપાત્રને કોડે;
વર આપવે ઉપાસકને જ્યમ, સ્વતંત્ર આપ સહોડે. ૩૩૭
પોતાના કહી પાળ્યા બહુને, ગણ્યો ન જગ અપવાદ;
અશુભ સાથપર પણ આપતણો, પૂરણ કૃપા પ્રસાદ. ૩૩૮
કશી ગણતીમાં ન એવા કંઈકનું, દુખ દારિદ્ર વિદાર્યું;
હે પ્રભુ તેં જ્યમ જગપ્રસિદ્ધ કીધ, સેવકકાર્ય સુધાર્યું. ૩૩૯
રાજ્યકાર્યમાં કુશળ હતા નૃપ, નીતિ પ્રીતિ ગુણરાશી[3];
સાવધાન[4] જગરાજ્યકાર્યમાં, આપ જેમ અવિનાશી. ૩૪૦
તુજ સાદશ વર્ણન કરૂં ક્યાં લગી, પ્રયાગમલનું પ્રેમે;
સહજ મહાત્મા નર વળી નૃપતિ, હીરો જડ્યો વળી હેમે.
અહો નાથ જેમનું જગતમાં, સંસારિક સુખ એવું;
પ્રતાપ આપ પદામ્બુજરજનો, કોટથી સહુનું કે'વું. ૩૪૨
શિવસેવક સુખી સર્વ વાતથી, અચરજ કશું ન એમાં;
દયાનિધિ દેવાધિદેવ તું, ત્રિલોકપૂજ્ય[5] છું તેમાં. ૩૪૩
કંઈક કલ્પના કરી કે'તા નૃપ, પ્રયાગ આ પૃથ્વીમાં;
એકાદશમો રૂદ્ર અવતર્યો, શાપવિવશ ગુણસીમા. ૩૪૪

---

૧ કાર્તિકસ્વામી. ૨ પોતાના ભક્તોનેવિષે. ૩ ગુણના સમુદાય-જથાવાળા. ૪ જાગૃત-હોશીયાર. ૫ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળવાસીઓને પૂજા કરવા યોગ્ય.

નહિંતો શિવ સાદશ ગુણવૈભવ, સંતતિ ઉદારધી[1] તે;
ક્યાંથી હોય સામાન્ય નૃપતિને, આ કળિમાં[2] એ રીતે. ૩૪૫
એરે થયા નરદેવ[3] દેવ તે, જુવાનીમાં જગ છોડી;
પુત્ર કલત્ર[4] પ્રજા પરિજનની, પ્રીત પલકમાં તોડી. ૩૪૬
બોળી સર્વને અગાધ શોકામ્બુધિમાં[5] વ્હાલ વિસારી;
ગયા આપ ગુણધામ જગતમાં, વિશેષ યશ વિસ્તારી. ૩૪૭
એરે વાત તે ઉચ્ચારતાં ઉર, કરૂણારસ ઉભરાય;
તને ગમ્યું તે ખરૂં ત્રિપુરારી, શોક શીપેર સમાય. ૩૪૮
દેવાંશી નર ઘણા દિવસ નહિં, મૃત્યુ લોકમાં ભાલે;
સોળ કળાના શશિને જયમ દિન એકજ દુનિયાં ન્યાળે.
તે નૃપના આ ઉભય કુંવરશ્રી, અનુપ રૂપ ગુણરાશી;
ઈચ્છે કૃપાપ્રસાદ આપનો, અહો શંભુ અવિનાશી. ૩૫૦
કૃપા સ્નેહ વાત્સલ્ય અને વળી, કરૂણા મિશ્રિત ભાવે;
જોતાં જયમ નિજ ઉભય પુત્રપર, અતિ ઊમળકો આવે. ૩૫૧
તેહ ભાવ તેવીજ દૃષ્ટિથી, તન ગણિ નિજ તત્તુલ્ય[6];
આ સુકુમાર કુમાર ઉભયપર, નિરખો રહિ અનુકૂળ. ૩૫૨
કેવા વિનયપણે કરજોડી, ઉભા આપ સન્મુખ;
અહો જગત્રાતા[7] તું એમનાં, દાટ સમૂળાં દુઃખ. ૩૫૩
ચરણોદક શિર ધરી છત્રપતિ, નિસર્યા નમી શિવપાય;
ગુણવર્ણવતા ગિરિજાપતિના, મનહર નિજ મનમાંય. ૩૫૪

---

૧ ઉદાર બુદ્ધિ. ૨ કળિયુગમાં. ૩ માણસોમાં શ્રેષ્ઠ. ૪ સ્ત્રી. ૫ શોકના મહાસાગરમાં. ૬ તેમની તુલ્યે એટલે કે ગણપતિ અને કાર્તિકસ્વામીની બરોબર ગણીને. ૭ જગતનું સંરક્ષણ કરનાર.

જાદવકુળ અંબુજરવિ ભુજપતિ, સપ્ત શ્રીયુત ખેંગાર;
સઘન મેઘરૂપ દ્વિજ કુળયુથથી, આચ્છાદિત અનિવાર[1].
ધનયુત અતિ તેજસ્વિ ઉભય કર, પ્રસારી નૃપરવિરાયે;
વિખેરી નાંખ્યો વિપ્રસઘનધન, અંબર અનિલ સહાયે.
મોદકનો[2] વળી વિપ્રપ્રમોદક[3], હુકમ હજુરશ્રી આપે,
તે સુણી પ્રસન્ન મુખ વિખરાયા, ચતુર વિપ્ર સહુ ચોંપે.
તીર્થગોર મહીપાળકને રહી, ભલા ભિતરના ભાવે;
તીર્થસ્થળ તીર્થમહાત્મ્ય કહી, ફરી ફરી દરશાવે. ૩૫૮
"સન અઢારસેં બોતરમાં આ, જમખંડીના મહીપે;"
"પવિત્ર જળના કુંડઉપર શુભ, દેવળ બાંધ્યું દીપે."૩૫૯
"પાંચ છિદ્ર કરી પછીત મૂળમાં, પવિત્ર ઝરણાંવાળી;"
"યના કોઇના સાવિત્રી ગાવિત્રી કૃષ્ણા વાળી." ૩૬૦
"આડી નીક કરી પછીત થડમાં, પાંચે ઝરણ પડે જ્યાં;"
"પછી ઉભી નીકમાં પાંચેનો, એક પ્રવાહ વહે ત્યાં."૩૬૧
"તે પ્રવાહ ગૌમુખમાં થઈને, પડતો કુંડ પવિત્રે;"
"પાવન જળમાં સ્નાન કર્યે મન સન્મુખ શંભુ ચરિત્રે."
"પવિત્ર ભગવત ચરિત્ર ભીંતે, દશાવતારતણાં છે;"
"વિલાસવન કૈલાસનું જ્યાં ધ્યાનસ્થ[4] શંભુ ચિતર્યા છે."

---

૧ ન નિવારણકરી શકાય એવો અર્થાત્ મહારાજા શ્રી ખેંગારજી બાહાદૂર દર્શન કરી નીકળ્યા એટલે બ્રાહ્મણોથી ઘેરાઈ ગયા; તે બ્રાહ્મણોરૂપી સઘન મેઘને ધનસહિતના અતિ તેજસ્વી કર એટલે હાથ અથવા કિરણોએ કરી (દક્ષણા મનમાનતી આપીને) વીખેરી નાખ્યો. વળી અંબર એટલે વસ્ત્રરૂપી પવનની સહાયતાએ. અર્થાત્ કેટલાકને વસ્ત્ર પણ આપ્યાં. ૨ લાડુ. ૩ બ્રાહ્મણોને અતિહર્ષ પમાડનાર. ૪ ધ્યાનમાં બેઠેલા-રહેલા.

"જુઓ રમે અહિં શિવ સોગઠડે, ઉમા જોગમાયાથી;"
"પાસા દૂર ઢાળતાં પડે તે, દે ગણુ આણી ત્વરાથી." ૩૬૪
" મરે નરદ[1] ઉપરાઉપરી ઝડ લાગી રહિ છે ઝાંઝી;"
"ઘડીમાં રાજી ઉમાજી ઘડીમાં, રૂઠા મહેશ્વર રાજી." ૩૬૫
"હારી દાવ જાણીને જીતાડી, ભવાનીને શિવ ભોળે;"
"અનુકૂળ નાયક[2] એમ પ્રિયાપ્રતિ, ઝૂલે પ્રેમ હિંદોળે." ૩૬૬
"વળિ દેવળમાં સ્થંભે સ્થંભે, આ આસનિયાં નાંખી;"
"જપે મંત્ર મુખ મધુર "શિવોહં", ગૌમુખીમાં કર રાખી.
આપી દક્ષણા અવનીપતિએ, મુનિવર સમ મનમાની;
અતીબલેશ્વરને મંદિર પછી, ગયા ભૂપ ગુણ જાણી. ૩૬૮
"અતીબલેશ્વર મહાબલેશ્વર, નિશિસમયે અહિં નિત્યે;"
"સુએ એકઠા ગોર કહે મુખ, પરમબંધુની પ્રીતે." ૩૬૯
હસી નૃપ એમ કહે જે નિશદિન, જાગૃત વિશ્વનિયંતા;
તે પ્રભુ કેમ સુવે શિર જેને, સચરાચરની ચિંતા. ૩૭૦
નમ્યા પાય શિવને નૃપતિ પછી, વિચર્યા ઉજમ બહુથી;
જ્યાં કૃષ્ણાનદી કુદકો મારી, છૂટિ પડી સખી સહુથી. ૩૭૧
ગોર કહે છે "સ્થળ ગંભીર આ, હજીએ એ હેતુથી;"
"નહિ મહિમા ઓછો નરપતિ કૃષ્ણાનો વૃષકેતુથી[3]." ૩૭૨
"તીરની ગોવાલણીઓ સાથે, રમવા આવતી રાતે;"
"કારમુરૂપ માનવકાયા ધરી, પાછી જતી પ્રભાતે." ૩૭૩
"કૃષ્ણાખીણ આ જુઓ કચ્છપતિ, ઉભા રહી અહિંયાંથી;"
"શોભાસદન[4] વળી મનલોભા[5], તૃપ્તિ ન નિહાળવાથી."

---

૧ સોગઠીઓ. ૨ સ્વકીયા પ્રત્યેજ અતિશય પ્રેમવાળો. ૩ જેમની ધજામાં બળદનું ચિન્હ છે એવા શંકર. ૪ શોભાનું ઘર. ૫ મનને લોભ પમાડે એવી.

"સામસામી ગિરિ છુટા છુટા ઘુમટાકૃતિ હારોહારે;"
"ઘાટી ઝાડીથી કુબો કુલેલા, દીસે જુઓ દિલપ્યારે." ૩૭૫
"જાણે આપસંમા રાજનના, અનાજ ભરી મૂકેલા;"
"ઓળબંધ કોઠાર અનુપમ, દીસે કુબો તરડેલા." ૩૭૬
"અથવા પારકું જમી અકરાંત્યું[1], ઠાંસી ઠાંસી આ સ્થાને;"
"કળિના બ્રાહ્મણ કુબો કુલાવી, જડ થઈ પડ્યા શું જાણે."
સહુનાં મન સંતોષી સહુ વિધિ, નવું નવું નેત્રે ન્યાળી;
પછી ગુણનિધિ મહિપાળ પધાર્યા, સ્થાનવિષે મતિશાળી.
ઉગ્ર સૂર્યથી અકળાઈ અતિ, ગ્રીષ્મ ગાળવાકાજ;
ઘણે દૂરથી આવ્યા ઘસડાઈ, નૃપ શ્રીમંત સમાજ. ૩૭૯
જુલમીરાજ્યની દુખી પ્રજા જ્યમ, ભરી ઉચાળા ભાગે;
ન્યાયી રાજ્યમાં જઈ નિરાંતે, રહે રૂડા અનુરાગે. ૩૮૦
જ્યમ જ્યમ દિન ગ્રીષ્મના ચઢે ત્યમ, મહાબલેશ્વરમાંય;
ત્રિવિધવાયુથી વધે શીતળતા, ક્લેશ ન દીસે કાંય. ૩૮૧
ન્યાયી નૃપતિ જ્યમ જાણી પ્રજાપર, સંભવ જુલમ થયાનો;
અધિક કૃપાયુત કરે આચરણ, તનમન ધનથી જાણો. ૩૮૨
ધન સંગ્રહ દે શીત હવાનો, લાભ અલભ્ય ઉનાળે;
સદ્ગુણ સંગ્રહ ઉંચ સંગતિનો, દુખમાં બદલો વાળે. ૩૮૩
અહો મહાશ્રય મહિમા અતુલિત, શીતળપાણું સદાય;
ફળદાતા તો કર્મ પ્રમાણે, થાય કદાપિ ન થાય. ૩૮૪
પ્રથમ જેનું પાદર હતું પાધર, તર્તીબ તે ઠેકાણે;
વિશેષ જન વૈશાખથી વસિયા, જાત્રા ભરાઈ જાણે. ૩૮૫
દ્વાદશ વર્ષે એક વર્ષ જ્યમ, ગણી સિંહસ્થનું બેશ;
પાપ નાશ કરવા નાશકમાં, વિચરે જનો વિશેષ. ૩૮૬

---

૧ પેટ ભરાયું છતાં ખાખા કરવું તે.

દ્વાદશ માસવિષે વૈશાખે, રવિ વર્ષસ્થ વિચારી;
આવે અહિં ત્યમ શાન્ત થવા લઈ, શીત હવા સુખકારી.
મુંબઈ પુના સતારાદિકથી, દેશીવિદેશી સપ્રીત;
ગૃહસ્થ સરકારી અધિકારી, આવે ત્યાં અગણિત. ૩૮૮
કચ્છ અને સૌરાષ્ટ્રતણા વળી, નૃપ દક્ષિણના નેહે;
આવે બહુ આરોગ્ય થવા અહિં, દવાવિના નિજદેહે. ૩૮૯
મુંબઈના ગુણધામ ગવર્નર, સહિત કૌંસિલર સારા;
આવે ત્યાં દરવર્ષ ઉનાળે, પ્રજાતણા જે પ્યારા. ૩૯૦
અભંગઅરિને[1] પણ હરિ[2] પળમાં, કીર્તિ અપાર કમાય;
એવા વીરપુરૂષપણ[3] ગ્રીષ્મથી, તે સ્થળ ડરી સંતાય. ૩૯૧
નાગવધૂ[4] કરતાં વધુ[5]રૂપમાં, રતિથી અતિ રૂપાળી;
ગાંધર્વિતણા અનુપ રૂપનો, ગર્વ ભાંગવા વાળી. ૩૯૨
વિદ્યાધરીને[6] અધર ભમાવે, કટાક્ષ તિવ્ર સહે ના;
સુરાંગના[7] પગ મેલી શકે નહિં, રૂપઆંગણમાં જેના. ૩૯૩
માનવતી પતિની અતિ એવી, લેડી મડમ લલિતા;
પતિના પરમબળે વિનોદભર, અહિં તહિં ફરે અભીતા. ૩૯૪
કો એકલી કો પ્રિયપતિકેરા, કરમાંહે કર ઘાલી;
ચાલે ગજગામિની લચકતી, નાજુકતા હદ ન્યાળી. ૩૯૫
કો ચઢી અશ્વઉપર અલબેલી, કો હયરથપર કોડે;
પતિ સોડે રહી પ્રમોદ કરતી, વિનતા ભરી વિનોદે. ૩૯૬
તેજ પ્રતાપ અમાપ જ્ઞાનની, મુખમુદ્રા જોઈ થાકો;
કરી શકે નહિં કામ વિકારની, નજર નિરખનારા કો. ૩૯૭

---

૧ ભંગ ન થઈ શકે એવા શત્રુને. ૨ નાશ પમાડીને. ૩ કમાન્ડર-જનરલ વગેરે. ૪ નાગલોકની સ્ત્રીઓ. ૫ વિશેષ. ૬ દેવની એક જાતિ છે તેમની સ્ત્રીઓ. ૭ દેવાંગનાઓ.

ઠામ ઠામ ક્રીડાસ્થળ[1] ત્યાં ઠીક, વિવિધપ્રકારતણાં છે;
સાંજ સવાર મળે ટોળે નિત, વિનોદ દંપતિ વાંછે. ૩૯૮
એક તરફ બે ગૃહસ્થ થાયે, ગમતી ગ્રહી કર ગેડી;
બીજીગમ એક ગૃહસ્થ એક થતી, બહુ લલિતાંગી[2] લેડી.
રમે પછી રમઝટ તલ્લીન થઈ, દડીમારતણો દાવ;
તરૂણવૃદ્ધનો મેળ ન તેમાં, લે સહુ લાયક લાવ. ૪૦૦
દિવ્યભાગી દડુલો કો સમયે, ચોટ કદાપિ ચૂકાય;
લકુચાકૃતિ કુચ લેડીતણામાં, આવી ધીમે અથડાય. ૪૦૧
પ્રહારસહન સફલ પિછિ દડુલો, પડે લેડી પગ પાસે;
હસીને લે વળી હસ્તકમળમાં, ઊર ભરેલું ઉલ્હાસે. ૪૦૨
વારા ફરતી રમે વિવિધ વિધિ, ટોળે મળી નરનારી;
શી ઉપમા કહું તેહ સમયની, વિગતે હૃદય વિચારી. ૪૦૩
જાણે સુર ગંધર્વ સમુહ નિજ નિજ નારી લઈ સાથે;
ત્રિપુર વિજયનો પૂર્ણ મહોત્સવ, મળિયા કરવા માટે. ૪૦૪
થાકે તે દૂર થાય રમતથી, બીજી મીલ બંધાય;
એમ ગમત કસરતથી તન મન, થાય પ્રફુલ્લ સદાય. ૪૦૫
જાતિ જાતિના જનો મળે ત્યાં, દેખે રહીને દૂર;
એક બાજુપર બેન્ડ વાજું ત્યાં, વાગે સ્વરે મધુર. ૪૦૬
આજુંબાજુ અગણિત હયરથની, ભીડથતી ઘણી ભારે;
વિમાન ઉતર્યાં આકાશથી શું ? શોભા સાંજ સવારે. ૪૦૭
રમત વિવાદથી હર્ષનાદ કરી, તાનથી પાડે તાળી;
ચમકે તે સુણી ચપળ અશ્વ પણ, સારથી લે સંભાળી.
રમતગમત પાખે સહુ જનને, કામ ન બીજું કાંય;
ચિંતા ઘરબારની ન ચિત્તે, મહાબલેશ્વરમાંય. ૪૦૯

૧ લૉંગટેનીસ. ૨ સુંદર અંગવાળી.

એવો રમતનું સ્થળ અતિ અનુપમ, ભુજનાથે ભલિભાંતે;
રચાવ્યું રૂપિયા ખરચી ત્રણસે, ખુદ નિવાસપર ખાંતે. ૪૧૦
આવે ત્યાં ગુણવાન ગવર્નર, ક્રીડા કરવા કાજ;
પુત્રિ તથા ભગિની લઈ કોદિન, કોદિન સખો સમાજ.
એક તરફ ભુજનાથ ગવર્નર, સહિત પરસ્પર સ્નેહ;
મિસ ફર્ગસન કુમારશ્રી કલુભા, બીજી તરફ બે એહ. ૪૧૨
રમે પછી રળિયાત થઈ તન મન થાકે ત્યાં સુધી;
છુટા પડે કહી એમ પરસ્પર, આજ રમત ભલી કીધી. ૪૧૩
ચાર પાંચ ફેરા દિલ ચાહી, આવ્યા એમ ઉતારે;
મમતા મોહ ગવર્નરને મન, ભુજપતિ ઊપર ભારે. ૪૧૪
સાદર વળી ગવર્નર સાયબ, નિજ બંગલે ઉમંગે;
એ ક્રીડાર્થે કચ્છમહીપને, તેડી જાય નિજસંગે. ૪૧૫
કોઈ દિવસ નરનાથ સાથ લઈ, ઉરના સ્નેહ અપારે;
દર્શનીય સ્થળ પોઇંટ દેખવા, પ્રેમે કરી પધારે. ૪૧૬
પુત્રી તથા નિજ ભગિની સહિત સર જેમ્સ ફર્ગસન ભાવે;
પૂર્ણ પ્રેમ મમતા રસમાં નૃપને સાદર નવરાવે. ૪૧૭
કોઈ સમે મોકલે મધુરધ્વનિ, બેન્ડ વાજું બહુ કાજું;
નૃપના મોદવિવર્ધક[1] માટે, તથા સ્નેહસુખ તાજું. ૪૧૮
સજ્જન સ્નેહ સમાગમમાં નહિં, કુળ રૂપ વૈભવ હેતુ;
માત્ર કરે સદ્ગુણસંગ્રહ શુભ, અરિને પણ હઠિ હેતુ. ૪૧૯
સજ્જનતાણું સખાપણું કરવા, ગુણ દૂતત્વ કરેછે;
અબ્જ[2] સુગંધથી લોભાઈ અલિ[3], વેગે ત્યાં વિચરેછે. ૪૨૦
રૂપ વિભૂતિ વિશેષ સુરેશની[4], પણ જગપૂજ્ય ન સોય;
અશુભવેષ મુંડી માત્ર વિભૂતી, જગત્પૂજ્ય શિવ તોય. ૪૨૧

૧ આનંદને વિશેષ વધારવા સારૂ. ૨ કમળ. ૩ ભમરા. ૪ ઇંદ્રની.

પરમ પૂજ્ય સર્વત્ર સુગુણ છે, કેવળ કુળ ન પૂજાય;
તજી દાશરથિ[1] પિતા દશરથને, પૂજે નહિં કો પ્રાય.૪૨૨
ધૈર્યવાન પણ ગુણયુત[2] ધન્વી,[3] લક્ષલાભ[4] લેનારો;
જીવન[5] માહ કરે કૂપથી ઘટ, સુગુણવંત જો સારો. ૪૨૩
અહો મહા મહિમા સદ્ગુણનો, પાર ન કોઈ લહેછે;
કવિ કોવિદ મુનિનાથ સંતજન, શ્રીમુખ શ્રેષ્ઠ કહેછે. ૪૨૪
સદ્ગુણ ક્ષીરસાગર ખેંગારજી, નૃપગંભીર અમાપ;
નમ્રતાદિ નિર્મળ નદીઓ જ્યાં, આવી મળિયો આપ.૪૨૫
અધિક સમાગમમાંય આણવા, ઈચ્છે નૃપ એવાને;
ગુણરાગી સરજેમ્સ ફર્ગસન, દીલથી માન દેવાને. ૪૨૬
ગુણાસક્ત[6] ગુણધામ જનવિષે, અચરજ ગણવું એ ના;
છટાયુક્ત ઘનઘટા નિરખિ શું, શિખિ[7] મન સ્નેહ ધરે ના!
એમ દિવસ આનંદભેર અતિ, જાય, ન તેહ જણાય;
સાંજ સવાર નિરખવા રચના, નૃપતિ નિત્યે જાય. ૪૨૮
તારીખ નવમી મે તિથી ષષ્ઠી, વદિ વૈશાખની બેશ;
શુદ્ધ મંગળકારક મંગળ વાર પૂછ્યું મુહૂર્ત વિશેષ. ૪૨૯
સાદર સરકારી ખરચે નૃપને ખાંતે દિધ ખાણું;
સુજ્ઞ સુભો સર જેમ્સ ફર્ગસન, વડો વિવેકિ વખાણું.૪૩૦
પ્રતાપગઢ જોવો વળી કરવો, આ આનંદ અધિક;
ભુજપતિને લઈ સાથ ગયા ત્યાં, રચના જ્યાં રમણિક.
સગવડ સર્વ પ્રકાર તણી ત્યાં, કોડે ભલી કરાવી;
સાનુજ ભુજનાથ ત્યાં પધાર્યા, ઉમંગ ઉરમાં લાવી. ૪૩૨

૧ દશરથરાજાના પુત્ર–રામચંદ્ર. ૨ પ્રત્યંચાસહિતનો અથવા સારાગુણસહિતનો. ૩ ધનુર્ધર. ૪ નિશાન અથવા લાખની સંખ્યા. ૫ પાણી. ૬ ગુણપર મોહ ધરનારા. ૭ મોર.

વળ પડતો ગિરિશિખર ઉપરથી, તલેટી સુધી તરતીબ;
રસ્તો અતિ વિસ્તારપણે છે, સુંદર શોભાસીમ. ૪૩૩
આવ જાવ એ પંથની અતિશે, ઉપર રહી અવિલોકે;
કિટિઓની અલગાર પ્રમાણે, રચના ચિતને રોકે. ૪૩૪
શિખર ઉપરથી તલેટીમાં વળી, શૃંગોપરિ[1] ચઢવાનું;
ચડતી પડતીનાં સુખદુખનું જાયમ, એ સ્થળ અનુભવવાનું.
આવે આગળ અતિ ગંભીર ભયાનક ખીણો ભારે;
સુરંગ દેતાં પંથ માટ જ્યાં, ગજબ થયેલ ઘણા રે. ૪૩૬
સો દોઢસો મજુર ચગદાયા, ભેખડ તુટતાં ભારે;
ભય ઉપજે ભીતર એ તર્કથી, એ સ્થળ આવે ત્યારે. ૪૩૭
એક બાજુ બહુ ખીણો ભયાનક, ઉપરિ બાજુ ગિરિ ઉંચા;
પરમ ભયંકર ખુબસુરતી એ, વરણી થાકે વાચા. ૪૩૮
સન્મુખ ઉભા ઉભયગમ નીચા, મધ્ય ઢાળ પડતા છે;
તલેટી સુધી મેદાન મનોહર, ગિરિ શોભિતા ઘણા છે. ૪૩૯
નિરખી એવી નોતમ રચના કવિ એવી કલ્પના આણે;
સમાધિસ્થ કમળાસન કરી શુભ, સુખાસીન મુનિ જાણે. ૪૪૦
વંક વળામણ વિવિધ પ્રકારે, લાંબી ખીણો લલિત;
જતા આવતા જન નિરખાતા, અમલ પ્રતાપ અભીત. ૪૪૧
ખીણોવિષે વળી ગામ વસેલાં, ઉપરથી અવિલોકાય;
ઉંચા તેથી અસ્તિત્વ[2] એતાણું, ધુમ્રવડે સમજાય. ૪૪૨
વૃક્ષગિરિતણી કુદરતી કમાનો, રચનાબંધ રૂડેરી;
વિલોકી છક થઈએ પ્રભુતા એ, કૃપાળુ જગદીશકેરી. ૪૪૩
ગાળામાંથી વિશાલ ડાળો, ફૂટી ચતુર્દિશ ફેલી;
અવનિ અડોઅડ પલ્લવસહિતની, ઝાઝી ઝુકી રહેલી. ૪૪૪

---

૧ શિખર ઉપર. ૨ હોવાપણું.

નિરખી વડ એવા નોતમ અતિ, સ્મૃતિ થઈ શિશુપણાની;
રમતા દાવ વિવિધ ચઢી ડાળે, સ્નેહી સાથ ઘણાની. ૪૪૫
અરે ગયો વહીં રમત ગમતનો, સમય તેહ સુખકારી;
જાય વહી જોબન અવ તે જયમ, ઝમે જળ ભરી ઝારી. ૪૪૬
વેગળેથી અતિ વેગ સુણાતો, ઘડપણનો ગંભીર;
અહો જીવ ઉર ચેતી હવે કર, સ્નેહી શ્યામશરીર. ૪૪૭
સમીપમાં બે મૈલ સુધી છે, પ્રતાપગઢને પંથ;
ઉભય બાજુ તરૂઘટા છટાયુત, વિશેષ તે વિલસંત[1]. ૪૪૮
તલેટીમાં તરતીબ તપોવનતુલ્ય ઝાંટી તે ઠામ;
મંદ મધુર જળ ઝરણુ મનોહર, સ્ખલન ધ્વનિ સુખધામ. ૪૪૯
મુસાફરીબંગલો સુઘડ ત્યાં, સગવડવાળો સારો;
આસપાસ સ્વચ્છતા અતિશે, પંથીને મન પ્યારો. ૪૫૦
તે બંગલાવિષે ખાણાંની, ત્વરિત થતી તૈયારી;
પ્રહુણાચાર નૃપતિનો કરવો, ઉર આનંદ વધારી. ૪૫૧
જોવા ચાલ્યા પ્રતાપગઢ સહુ, પ્રથમ દર્શનીય શોભા;
કરૂં વર્ણન ગઢનું હું કોડે, લલિત કથા મનલોભા. ૪૫૨
મ્લેચ્છરિપુ[2] માહરાજ શિવાજી, હદ્દ પ્રતાપ હિંદુઆણુ;
મજબુત મુદ્ગર રૂપ મોગલશિર, પ્રબળબુદ્ધિ બળખાણુ. ૪૫૩
પ્રચંડ બળ પ્રતિપાસ છતાં પણ, મદ ભરેલ મુગલાણી,
જેનું નામ સુણી થરરર કંપે, પાંપણુ આણી પાણી. ૪૫૪
વડા શાહના[3] વક્ષસ્થળને,[4] રાતદિવસ રગદોળે;
અભેદ્ય[5] ચોકી તળે પણ ચોંકે[6], નામ જેનું કો જો લે. ૪૫૫

---

૧ શોભે છે. ૨ મ્લેચ્છોના શત્રુ. ૩ ઔરંગજેબ બાદશાહના. ૪ છાતીને. ૫ કોઈથી ભેદી ન શકાય એવી. ૬ ઝબકે.

ગમગિનિના ઘરમાં બેગમને, નામ જેનું પુરી રાખે;
ઘડી ઘડીમાં ઝબકી ઊઠે તે, પલંગથી સુખ પાખે. ૪૫૬
શાહની ચતુરંગી સેના બળ પ્રચંડની બાહુધા જે;
જેનું નામ સુણી અચેત જયમ મૃગ ભટકાવ્યાં મૃગરાજે. ૪૫૭
જયમ પૂર્વે જગ થયું જૈનમય, વેદક્રિયા લય પામી;
વેદોદ્ધાર કરણ તવ વેગે, પ્રગટ્યા શંકરસ્વામી. ૪૫૮
ગ્રહિ ત્રિશૂળ કર જ્ઞાનતણું વળી, વિવાદ ફરસી સતેજ;
અધર્મ મૂળ છેદી વાળ્યાં પછી, સુધર્મબીજ સહેજ. ૪૫૯
તેમ સોળમા સૈકામાં આ, સમગ્ર આર્યસ્થાન;
સ્વેચ્છાચારી વિશેષ મ્લેચ્છમય, હિંદુપણાની હાણ. ૪૬૦
તેહસમે રાખવા હિંદુવટ, પ્રગટ્યો પૂર્ણપ્રતાપી;
સન સોળસેં સતાવીસમાંય શિવાજી યવન સંતાપી. ૪૬૧
વડા શાહઉર[1] શલ્યતુલ્ય શાહજીપુત્ર[2] શુભ રેણી,
વીરપ્રજાતા[3] બિરદ પામી જીજીબાઈ[4] જનની જેની. ૪૬૨
ખળભળાવી મુગલાઈ ક્ષણમાં, દક્ષિણમાં રહિ દૂરે;
જતા ખજાના જોર કરીને, પડાવિયા બળ પૂરે. ૪૬૩
એમ વિજય ધન મેળવી અતિશે, આપ પ્રતાપ બતાવી;
પ્રતાપગઢ બાંધ્યો દૃઢ પછીથી, સાર્થક નામ સુહાવી. ૪૬૪
ચાલ્યા ભુજપતિ સાનુજ ધીરે, સહિત ગવર્નર સ્નેહે;
અન્ય મંડળી પણ અતિ અનુપમ, પ્રફુલ્લ થાતા દેહે. ૪૬૫
સાથ ડોળી ચઢતાં જવ થાકે, ચટ તેપર ચઢી ચાલે;
વિનોદભર સહુ ચાલ્યા વેગે, કોટથકી તે કાળે. ૪૬૬

૧ સિંહે. ૨ શિવાજીના પિતાનું નામ શાહજી હતું. ૩ વીર પુરૂષને પ્રસવનારી. ૪ શિવાજી મહારાજાની માતુશ્રી.

તલેટીથીજ ચઢાણ વિકટ બહુ, છાતીભેરનું છેક;
અટૂકડા પછી એમાટે સહુ, ચાલે તજીને ટેક. ૪૬૭
પ્રતાપમૂર્તિ શિવાજીકેરા, પ્રતાપગઢને પ્રીતે;
જાણે કરતા જાય દંડવત, રાજ્યવાળાની રીતે. ૪૬૮
ચઢતાં હાંફ ચઢે તન ટપકે, બિંદુ પરસેવાનાં[1],
કંટાળે જયમ સ્વતંત્ર મન પ્રિછિ સંકટ પરસેવાનાં.[2] ૪૬૯
સ્વાશ્રયથી વધતાં શિવાજીને, પછી વિપત્તિ જે પ્રૌઢ;
પ્રતાપગઢના ચઢાણમાં શું, તે મૂકી વિપદા ગૂઢ. ૪૭૦
ગહન ઝાડી ગંભીર ખીણોના, દીલપસંદ દેખાવ;
શીતળ મંદ સુગંધી પવન શ્રમહારિ થાય સદ્ભાવ. ૪૭૧
થોડું ચાલતાં થાક ચઢે તવ, લે વિશ્રામ લગાર;
વળી ચાલે જયમ વેડે પકડ્યા, નર ધીમે નિરધાર. ૪૭૨
આજુબાજુ અતિ ગહન ઝાડી શોભેછે શેરડી નાની;
એકજ જન ચાલી શકે એટલી, સાંકડી પાર વિનાની૪૭૩
ચપળ સૂક્ષ્મ તન કુમાર શ્રી કોમળતન કચ્છનરેશ;
સાથવિષે દૃઢપણે વિચરતા, શોભે ઉભય સુવેશ. ૪૭૪
જાણે મંત્રિ સહિત આવી સન્મુખ કિષ્કિંધાનાથ;
તેડી જાય સાનુજ રઘુપતિને, ઋષ્યિમુકપર ભલિભાત. ૪૭૫
દે આધાર પરસ્પર જવ અતિ, વિકટ વાટડી આવે;
ઠરે એક તવ બીજો ઉપાડી, ચેતી ચરણ ચલાવે. ૪૭૬
દિનેશકર ન પ્રવેશ શકે કરી, ઝાઝી ઘાટી ત્યાં ઝાડી;
સદા સજીવ વનસ્પતિ સરવે, વિમળ હોય જયમ વાડી. ૪૭૭
એમ ચાલતાં મૈલ આશરે, આવી અવનિ સપાટ;
ટટાર થઈ સહુ ચાલ્યા હરખી, વિલોકતા રૂડી વાટ. ૪૭૮

---

૧ પશ્નીનાનાં. ૨ પારકી સેવાનાં.

ચિત્ત ચકિત ત્યાં ઊંચો નિરખી, ગંભીર બુરજ ગાઢ;
અરિમન ગઢરૂપ કાળીનાગની, જાણે વિષભરી દાઢ. ૪૭૯
ઊંડી ખીણ ભયાનક ભર્ણી છે, વંક વળામણ વાળો;
દરવાજે દુર્ગમ દૃઢ ગઢનો, નિર્ભય આજ નિહાળો. ૪૮૦
અંદર કર્યો પ્રવેશ નરેશે, સહિત સાથ સાનંદ;
સરવે જોઈ સફળ શ્રમ જાણ્યો, રચના દીલપસંદ. ૪૮૧
સ્વામિ ગયા પછી વિધવા સ્ત્રીની, સ્થિતિ દેખાય શિથીલ;
તેવી સ્થિતિ આજે એ સ્થળની, દોઠે ઉદાસી દીલ. ૪૮૨
એક સમે જ્યાં સચેત સુભટો, સજી આયુધ છત્રીશે;
વસતા નિશદિન વ્યાપ્ત વીરરસ, અંગોઅંગ અતીશે. ૪૮૩
આજ ત્યહાં ગઢ બતાવનારા, પામરજન ધન લોભે;
અતી વિનયભર દોડે આગે, સેવકતુલ્યે શોભે. ૪૮૪
જે ઝરૂખે મહારાજ શિવાજી, સાયુધ બેસી સચેત;
રિપુ આગમનચિકિત્સા[1] જોતા, શૂરા સાથ સમેત. ૪૮૫
આજ તેહ ઝરૂખે બેસી ભટ, કો યજમાનની કોડે;
જુએ દક્ષણાશાએ[2] દિલભર, વાટ સહાય વિનોદે. ૪૮૬
વળ ઉતારી ગોવળકોંડાનો, મર્દન કરી મુગલાઈ;
વિજાપુર પર વિજય મેળવી, ગુણ ભવાનીના ગાઈ. ૪૮૭
વિજયદુંદુભી વગાડેલ જે, નાદિત પ્રતિધ્વનીથી;
સુણી સબળ રિપુહૃદય ખંડ થતું, ભાગી જતા ભીતીથી.
તે દુંદુભિ દક્ષણાથી પામી, બહુ સંતોષ, બજાવે;
યજમાનતણા માનમાટ આજે કાળક્રમ બતાવે. ૪૮૯
દેશ સકળ દમનાર મુગલબળ, મથિ બળ તેનું પ્રચંડ;
થતો ખજાનો તર જ્યાંનો ઠીક, દુશ્મનનો ગ્રહિ દંડ. ૪૯૦

१ દુશ્મનોની આવવાની ચિકિત્સા. २ દક્ષણા મળવાની આશા.

આજે જન ત્યાંના યજમાનની, સાચવી મરજી સુપેરે;
દયામણે મુખ માગી દક્ષણા, ઉદર ભરે અરેરે. ! ૪૯૧
સભા ભરી મહીરાજ શિવાજી, દિવ્ય આસને દીપે;
શૂર ચઢાવે વીરરસે ભૂખણ[1] કવિ રહી સમીપે. ૪૯૨

---

૧ રસરાજના કર્તા મતિરામ નામના કવિના ભૂખણ કવિ ભાઇ થાય. મોગલ બાદશાહ ઔરંગજેબના દરબારમાં મતિરામ પાદશાહી કવિ ગણાતા હતા. ઔરંગજેબે તેમને મોટી મોટી જાગીરો આપી હતી, અને વારંવાર તે તુષ્ટિદાન પણ આપતો હતો. ભૂખણ કેટલાંક વર્ષ સુધી તો છેક અભણ હતો અને ભાઇ-નીજ સાથે રહેતો. એક દિવસ બપોરા મધ્યાન્હ કાળે ભૂખણ, ઘોડાને પાણી પાવા લઇ ગયો ત્યાં તેને દોડાવી ને ખુબ હંફાવ્યો અને પછી ઘેર આણ્યો. ઘોડાને અતિશ્રમિત કરેલો જોઇ મતિરામની સ્ત્રીએ મેણું માર્યું કે ‘મફતના ઘોડા મારવા અને મફતનું ખાવું પીવું’ આ મેણું ભૂખણને હાડોહાડ લાગ્યું તેથી ઘરમાંથી એકદમ નીકળી ગયો. કોઇ જ્ઞાની પુરૂષના સમાગમથી તેને વિદ્યા પ્રાપ્ત થઇ અને અદ્દ્ભુત કાવ્યશક્તિ આવી. ત્યાર પછી તે પણ ઔરંગજેબના દરબારમાં રહી વારંવાર તેને કવિતાથી રીઝવીને તુષ્ટિદાન, જાગીરો વગેરે પામતો હતો. એક વખતે ઔરંગજેબે ભૂખણને એવી મતલબનું કહ્યું કે ‘તમે કવિ લોકો માણસનું અથવા રાજાઓનું ગુણકીર્તિવર્ણન અતિશયોક્તિથી કરો છો અને દુર્ગુણોને ઢાંકો છો એ ઘટિત ન કહેવાય.’ ભૂખણે તેના પ્રત્યુત્તરમાં એવી મતલબનું કહ્યું કે’’ ‘સુકવિઓ દોષદૃષ્ટિ રાખતા નથી. ઇશ્વરે પણ મળ મૂત્ર અને હાડમાંસવાળા આપણા દેહને ઉપરથી ચર્મનું આચ્છાદન કરી શોભિતો બનાવ્યો છે.’ આ પ્રત્યુત્તરથી ઔરંગજેબ ખુશી થયો નહીં અને માણસ જેવા ગુણ-કર્મનું હોય તેવુંજ તેને કહેવું એવો તેણે પોતાનો અભિપ્રાય જણાવ્યો. ભૂખણે એ વાત મનમાં રાખી. તે જાણતો હતો કે સત્તા-

રામદાસ સ્વામી શિક્ષા દે, રાજ્ય નીતિની રીતે;
સુણે તેહ મહારાજ શિવાજી, પૂજ્યબુદ્ધિએ પ્રીતે. ૪૯૩

ધાગી મનુષ્યને સત્ય કહેવું એ જો તેના કોઈ દુર્ગુણને બાધકર્ત્તા હોય તો કહેનારે પોતાના જીવની સલામતીની આશા રાખવી નહીં. આ કાળ પણ એવી આશા રાખવાને પ્રતિકૂળ છે; તેથી તે જ્યારે એક દિવશ બાદશાહ ઔરંગજેબ મસ્જીદમાં નિમાજ પઢતો હતો તે લાગ જોઈ અતિ ચપળ ઘોડાપર ચઢીને મસ્જીદ બહાર રહી ઔરંગજેબ સાંભળે તેમ આ નીચેનું કવિત કહી ઘોડો અતિવેગમાં દોડાવી શેહેર બહાર નીકળી ગયો.

### કવિત મનહર.

કમલેકી કોર બાપ શાહાજહાં પાદશાહ,
વાકો પકર કેદ કિયો (માનો) મક્કે આગ લાઇ હે;
ભાઈ તો દારાશાહ પકર કર જબેહ કિયો,
મ્હેર નહિં આઈ મેરો માકો જાયો ભાઇ હે;
બંધુ તો મુરાદબખ્શ, બાંધ બંધ કરવેકુ,
બીચમે કુરાન દેઈ, ખોદાકી સોં ખાઈ હે;
કહેતે હે બી કહેતે હે કુદરત અલાહિ હુકી,
એતેહી હજાબ કિયે પાદશાહી પાઈ હે. ૧

આ કવિત સાંભળી ઔરંગજેબને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. નિમાજનું કામ સમાપ્ત થયા પછી ભૂષણને પકડવા સ્વારો દોડાવ્યા. ભૂષણના અતિ વેગવાળા ઘોડાને સ્વારો પહોંચી શક્યા નહીં તેથી તુઓ પાછા આવ્યા. તે વખતે મહારાજ શિવાજીનાં ગુણકર્મ સર્વત્ર પ્રગટ થયાં હતાં. સિંહના જેવા તેમનાં પરાક્રમના પડઘા ઠેઠ દિલ્હીની દરબારમાં પણ ગર્જના કરી રહ્યા હતા તો પણ રાજમદમાં છકી રહેલા મોગલો બહારથી શિવાજીનાં પરાક્રમ અનાદર બુદ્ધિથી સાંભળતા હતા. તેમનાં અંતઃકરણ ભયભિત હતાં. ભૂષણ કવિ પાદશાહીના અંદરના

એવો પણ દિન હશે એક ત્યાં, આજ શૂન્ય એમાંનું;

તકલાદીપણાથી પૂર્ણ ભોમિયો હોવો જોઇએ કારણ તે ઘણાં વર્ષ પાદશાહની હજુરમાં રહેલો હતો. તે વખતના મોગલોનું અન્યાયપણું, મિથ્યા બલાભિમાન, ધર્માભિમાન, વૈભવનું સાધન જે લક્ષ્મી તે પ્રજામાંથી બલાત્કારે મેળવેલી તેના યોગે મોજમઝાનું વિશેષપણું, અને ડાકમાળથી શરીરની નાજુકાઈપર વિશેષ લક્ષ એ બધાં લક્ષણો વિચિક્ષણ કવિની સંસ્કાર પામેલી બુદ્ધિમાં આવવાં જોઇએ. અને એ બધાં કુલક્ષણોનાં પરિણામનો ખ્યાલ પણ તે કરી શક્યો હશે. પોતે હિંદુ તેથી મુસલમાન ભણીથી પોતાના ધર્મને અતિશય વેઠવું પડતું તે જુસ્સાએ પણ તે ઉશ્કેરાયો હશે, તેમજ બાદશાહની કરેલી યોગ્ય કવિતાથી હવે દિલ્હીમાં રહેવું તેને સલામતી ભર્યું લાગ્યું નહીં તે કારણથી પોતાના સ્વાભાવિક વીરરસનો અનુકૂળ નાયક દક્ષિણનો મહારાજા શિવાજી—તેની પાસે જવાનો તેણે નિશ્ચય કર્યો. ઘણે દિવસે તે આ પ્રતાપગઢ નજીક આવી પહોંચ્યો. તેનો અને મહારાજા શિવાજીનો અકસ્માત્ એકલાએકલી મેળાપ આ રીતે થયો.—શિવાજી મહારાજ એકલા, ઘોડાપર બેસી દૂરની મજલ કરી આવતા હતા. પોટલિયામાં પાણી નહીં હોવાથી કોઈ વહેતા ઝરા આગળ આવી ઘોડાપરથી ઉતરી પોટલિયામાં પાણી ભરી વિસામો ખાવા બેઠા હતા એવામાં ભૂષણ કવિને આવતા દીઠા. પોશાકથી તેને પરદેશી જાણી મહારાજાએ નીચે પ્રમાણે તેની સાથે વાતચીત કરી.

શિવાજી—તમે કોણ છો ? ક્યાં જાઓ છો ?

ભૂષણ—હું કવિ છું, મહારાજા શિવાજી પાસે જાઉં છું.

શિવાજી—તમારો દેશ કયો ?

ભૂષણ—હિંદુસ્તાન. ઔરંગજેબની દરબારમાં હું રહેતો પણ કારણપરત્વે મારે ત્યાંથી નાસવું પડ્યું છે. (એમ કહી બનેલી હકીકત કહી.)

કાળ કઠિણતા અરે ભયંકર, તપાસતા સ્થળ ત્યાંનું. ૪૯૪

શિવાજી—ઓહો!! ત્યારે તમે ઘણા સારા કવિ છો. શિવાજી પાસે એમનાએમ જાઓ છો કે કાંઈ તેમની કીર્તિનું વર્ણન કરી જાઓ છો?

ભૂષણ—મહારાજાને યોગ્ય એવી તેમની કીર્તિની કવિતા મેં કરી છે.

શિવાજી—કૃપા કરી મને તેમાંથી કાંઈ સંભળાવશો? હું પણ તેમનો સામંત છું અને મને કવિતાપર બહુ પ્રેમ છે.

ભૂષણ—રસિકજન આદરસહિત કવિતા સાંભળે એજ અમારા શ્રમનું સાફલ્ય અમે સમજીએ છિયે. બહુ સારૂં. હું તમને સંભળાવું છું. (એમ કહી ભૂષણ કવિએ આ નીચેનું કવિત છટાયુક્ત હલકથી બોલવા માંડ્યું.)

**कवित मनहर.**

इंद्रजिमि जंबपर वडवानल अंबपर
रावनकुलदंभपर रघुकुल राज हे ।
पवन बारिबाहपर, शंभु रतिनाहपर
ज्यौं सहस्रबांहपर, राम द्विजराज हे ।
दावाद्रुमदंडपर चित्ता मृग झुंडपर
भूखन वितंडपर जैसे मृगराज. हे ।
तेज तमअंसपर कान जिमि कंसपर
तैसे म्लेच्छबंसपर शेर शिवराज हे ॥१॥

કહે છે કે એ કવિત ભૂષણ કવિ બાવન વાર બોલ્યા. શિવાજી માત્ર હુંકારો દેતા જાય પણ બંધ રાખવા કહે નહીં તેથી ભૂષણનો મીજાજ ગયોને બોલ્યો કે "હું હું શું કરો છો? બાવન વખત આ કવિત બોલ્યો તો પણ બંધ રાખવાનું તમે કે-

તોય પ્રકોપ કરી રિપુદળપર, એક સમે છોડેલી;
તે ઊંધી પડી ટપલા ખાએ, જમીનમાં દાટેલી. ૪૯૫

હોતા નથી, હવે હું જ બંધ કરૂં છું." મહારાજાએ કહ્યું કે "તમારી મરજી. હજી પણ એનું એ બોલો તો હું બહુ ખુશીથી સાંભળું. ઓહો!! કવિતા કેવી સારી છે? તેમાં વળી તમારી કહેવાની છટાએ તો મારૂં તન મન પ્રફુલ્લ કર્યું છે." ભૂષણે વધારે નહી સંભળાવવાનું કહ્યું. શિવાજી ત્યાંથી ઘોડે ચઢીને પ્રતાપગઢમાં આગળથી જઈ કચેરી કરી બેઠા. પાછળથી ભૂષણ કવિ કેટલીક વારે ત્યાં આવી ચઢયો; અને કચેરીમાં જઈ જુએ છે તો થોડા વખત પર પ્રસંગમાં આવેલો પુરૂષ સિંહાસનપર ચઢી બેઠેલો જોઈ અને તેજ મહારાજા શિવાજી છે એમ જાણી સંકોચઆશ્ચર્યાદિ ભાવે વ્યાપ્ત થયો. તેને સંકોચ અને આશ્ચર્ય પામતો જોઈ શિવાજીએ અતિ આદરે પોતાની પાસે બોલાવી તેનું ઘણુંજ સન્માન કર્યું. ભૂષણને ઘણા દિવસ પોતાની પાસે રાખ્યો અને એક કવિત બાવન વખત બોલ્યા માટે તેવાં બાવન કવિત બનાવવા કહ્યું; તે પ્રમાણે ભૂષણે વીરરસપ્રાધાન્ય બાવન કવિતની "શિવરાજ બાવની" બનાવી. શિવાજીનાં પરાક્રમનું વર્ણન છે માટે શિવરાજ બાવની કહે છે. કેટલાક એને ભૂષણ કવિની બનાવેલી માટે "ભૂષણ બાવની" એમ પણ કહે છે. વીરરસ પ્રાધાન્ય છે માટે "વીર બાવની" એમ પણ કેટલાક કહે છે. એ બાવન કવિતથી અતિ પ્રસન્ન થઇ મહારાજા શિવાજીએ ભૂષણ કવિને બાવન ગામ ઇનામમાં આપ્યા; (કેટલાક કહે છે કે તે સાથે બાવન હાથી પણ આપ્યા હતા.) અને કહ્યું કે "પ્રથમ કહેલું કવિત મારે તમારી પાસે સો વખત બોલાવવાની મરજી હતી, તેના શ્રમના બદલામાં સો ગામ આપવાનો વિચાર હતો." પાદશાહની ઉદારતા કરતાં પોતાની ઉદારતા વિશેષ બતાવવાના લોભે કવિને બાવન ગામ આપ્યાં હશે; તેમજ શિવાજી મહારાજમાં ઉદાર બુદ્ધિ વિશેષ હતી એવું તેમનાં

રામદાસ[1] સ્વામિએ પ્રતિષ્ઠા, કરી થાપન કીધેલા;
તે હનુમાન તુટલ ઝુંપડીમાં, અપૂજ્ય આજ વસેલા. ૪૯૬

કેટલાંક કૃત્યોપરથી પણ જણાય છે. મોગલાઈ તોડવામાં અને હિંદુવટ રાખવામાં જે ઉત્સાહ અને જે આગ્રહવડે શિવાજીએ અદ્ભુત પરાક્રમો કર્યાં તેનાં ઘણાં કારણોમાં ભૂષણકવિની શિવરાજ બાવની પણ મુખ્ય કારણરૂપ ગણાય છે. પોતાનાં પરાક્રમનાં આ કવિતામાં કરેલાં વખાણથી તેમનું મન વિશેષ પરાક્રમ કરવાને ઉશ્કેરાયલું જણાય છે. સત્કવિની કવિતા કેટલું કરી શકે છે તેનું તાદૃશ દૃષ્ટાંત શિવરાજબાવની છે. એવા કવિયોને, એવા ઉત્સાહી રાજાને અને એવી ઉત્તમ કવિતાને ધન્ય છે.

૧ શિવાજીમહારાજના ગુરૂ.-મરાઠી ભાષાના નવનીત નામના ગ્રંથમાં એ મહાત્મા પુરૂષવિષે આ પ્રમાણે લખ્યું છે. ગોદાવરી તીરે રાક્ષસભુવનથી વીશ ગાઉપર જાંબ કરીને એક ગામ છે. ત્યાં સૂર્યોપંત કરીને જામદગ્ન્ય ગોત્રી ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ રહેતો હતો, તેનો પુત્ર રામદાસ. રામદાસની માનું નામ રાણુબાઇ. એનું પહેલું નામ નારાયણ પરંતુ આગળ તે રામની ભક્તિ કરવા લાગ્યો તેથી તેનું નામ રામદાસ એવું પડ્યું. એનો મોટો ભાઇ ગંગાધર કરીને હતો તેને રામીરામદાસ કહેતા હતા. રામદાસનો જન્મ શકે ૧૫૩૦ ના ચૈત્ર શુદ ૯ ને દિવસે થયો હતો. રામદાસમાં નાનપણથી વિરક્તબુદ્ધિ હતી. એ મારૂતિનો અવતાર હતો એમ કહેવાય છે. તેનાં માબાપે તેના લગ્નની સર્વ તૈયારી કરી હતી પણ તેનું મન લગ્ન કરવાનું હતું નહીં તેથી તે નાશી ગયો. આગળ કેટલેક દિવસે નાશકક્ષેત્રે પંચવટીમાં રહીને પછી સતારાની પાસે ચાંફળમાં જઇ રહ્યો. તે ઘણું કરીને તીર્થયાત્રા કરતો ફરતો હતો. તેની શિષ્યમંડળીમાં શિવાજીરાજા હતો. શિવાજીએ પોતાનું સઘળું રાજ્ય રામદાસને આપ્યું ત્યારે તેણે તેનો સ્વીકાર કરીને તે પાછું શિવાજીને સ્વાધીન કર્યું, અને કહ્યું કે "મારા સ્વામિ-

વળી ત્યાં અંતઃપુર સમીપ વડ, શાખા મૂળ અનેક;
જટા છોડી જોગી ઊભો, જાણે તપનો ધરી ટેક. ૪૯૭
એક સમે એ અંતઃપુરમાં, પતિબળ ગર્વિણિ પ્યારી,
રૂમઝુમ કરતી હશે મદભરી, નૃપ શિવાજીની નારી. ૪૯૮
સાસુપાસ[1] સવિનય લાડ બહુ, કરતી હશે સકોડે;
આજ ઉજડ અતિ નિરખી એ સ્થળ, હૈયામાં દલગિરિ દોડે.

---

વની એટલીજ નિશાની રાખવી કે તારી ફોજનો ઝુંડો ભગવો રાખવો." ત્યારથી શિવાજીએ પોતાની ફોજમાં ભગવા ઝુંડાની ચાલ પાડી. શૂદ્ર વગેરે હલકી જાતિના હિંદુઓમાં "જુવાર" બોલવાને ઠેકાણે "રામરામ" બોલવાની જે ચાલ પડી છે તે શિવાજીએજ નવી પાડી.—રામદાસ એકાંતપણે રેહેવા સારૂ સતારાની પાસે પરળી નામનો કિલ્લો છે ત્યાં જઇને રેહેતા હતા. ત્યાં શિવાજીરાજા તેમની બરદાસ્ત રાખતા હતા. રામદાસ ત્યાં રહ્યા તેથી ત્યાં સંતમંડળી જવા આવવા લાગી તેણે કરી તે કિલ્લાનું સજ્જનગઢ એવું નામ પડ્યું. તેજ ગઢમાં રામદાસ વૃદ્ધ થઇને પોતાની ઉમ્મરના ૭૩ મે વર્ષે સમાધિસ્થ થયા. તેમના સંપ્રદાયી ઘણા છે તેઓને રામદાસી એવું કહે છે. વિગરે વિગરે,

૧. "અફજુલખાનને એકાંતમાં મળી દગાથી મારવાને દિવસે પ્રાતઃકાળમાં શિવાજીએ નાહી ધોઇને પ્રથમ ઇશ્વરની ભક્તિ કરી, પછી વસ્ત્ર ધારણ કર્યાં. માથાપર લોઢાનો ટોપ રાખ્યો, અંગમાં કવચ પેરી લીધું અને ઉપર અંગરખો પહેર્યો. બાંયમાં વાઘનખ છુપા રાખ્યા. એમ સાવધાનીથી તૈયાર થઇ પછી પોતાની માતુશ્રીના ચરણ કમળમાં મસ્તક મૂકી તેની આશીષ માગી." એ વર્ણન પરથી જણાય છે કે અફજુલખાન સાથે દગો રમવાના વખત સુધી શિવાજી મહારાજનાં માતુશ્રી હયાત હતાં. પ્રતાપગઢ ઉપર એકાંતમાં રામદાસ સ્વામિએ પ્રતિષ્ઠા કરી થાપન કરેલા

શું અભિમાન કરે જીવ ઉરમાં, ઉઠી ગયા જયાં આવા;
કાળકઠિણતા મનમાં કલપી, દે તજી ગર્વિત દાવા. ૫૦૦
હું કવિ પંડિત હું ધનપતિ પાલક લાખોનો પ્યારો;
કાળકઠિણતા નિરખિ ભયંકર, લબાડ મેલ લખારો. ૫૦૧
કર નર ચેતી વિમળ કીર્તિના, મજબુત કિલ્લા મોટા;
નામ વસે જયાં નિર્ભય, ન સહે, સમયતણા શિર સોટા.
અહો શૂર મહારાજ શિવાજી, પરમ કરી પુરૂષાર્થ;
પિતૃગતી પામ્યા સંસારથી, સાધી સ્વાર્થ પરાર્થ. ૫૦૩
દીર્ઘલક્ષી માટે દુનિયામાં, ઉભય કામ[1] આરંભ્યાં;
વિશાળમતિ શું વખાણું વાણિ મતિ, સ્થિર રહે જયાં સ્થંભ્યાં.
એકતરફ એકાન્તવિષે દ્દઢ, બંધાવ્યા ગઢ બેશ;
ચતુર શિલ્પિઓ[2] પાસ ચહીને, વસુ[3] વાવરી.વિશેષ.૫૦૫
બીજી તરફ નિજ કીર્તિ તણા દ્દઢ, બાવન[4] ગઢ બંધાવ્યા;
ચતુર શિલ્પિ તેનો ભૂખણ કવિ, હાલે કદી ન હલાવ્યા.
દાન ધન સંરક્ષક ગઢ મજબુત, જશ રક્ષક ગઢ ઝાઝા;
ટકાઉ બેમાં કોણ તપાસો, રૂડા શિવાજી રાજા. ૫૦૭
હશો જાણતા હયાતિમાં ગઢ, પથ્થરના દ્દઢ પ્રીતે;
કવિકૃત ગઢ કીર્તિના આપના, દ્દઢ નહિ ગણ્યા હશો તે.૫૦૮
આજ જુઓ મહરાજ આવી અહિં, ભુલ વિચારની ભાસે;
બેમાંથી મજબુત કોણ બહુ? તત્વ જણાય તપાસે. ૫૦૯

---

હનુમાનની સામે એ અંતઃપુર છે. અંતઃપુરની પાસે એક મોટું વડનું ઝાડ છે.

૧ બે કામ. ૨ હુનરી લોકો. ૩ પૈસા. ૪ શિવરાજ બાવની જેમાં બાવન કવિત છે તેરૂપી બાવન ગઢ.

પરાધીન ખંડેર થઈ ગઢ, શિર[1] મુખ ઘાસ લઈને;
શોચનીય[2] સ્થળ થયાં અરેરે, સમય પ્રહાર સહીને. ૫૧૦
અહો કીર્તિગઢ તો આજે પણ, ભલભલી રાજસભામાં;
નિત નિત નવિનપણું ધારણ કરી, દીસે પ્રગટ દુનિયામાં.
ખર્યો નથી એકેય કાંકરો, સ્વતંત્ર સંચરનારા;
જંગમ યશગઢ જોઈ આપના, કાયર શૂર થનારા. ૫૧૨
હજાર મારો હાંક તોય પણ, પથ્થરના ગઢમાંથી;
શિવાજી નામ સુણાય ન કદિએ, ક્રોડ ઉપાય કર્યાથી. ૫૧૩
યશગઢવાસી વિલાસી આપનું, પળ પળ નામ પ્રતાપી;
સુખદાયક ધ્વનિ કરતું સઘળે, અક્ષય રહી અદ્યાપિ. ૫૧૪
ધન્ય જનનિ અતિ ધન્ય જન્મવું, ધન્ય જીવિત જશલોભી;
ધન્ય ચરિત્ર પવિત્ર પ્રગટ અતિ, સદા કીર્તિ રહી શોભી.
ધન્ય સુકૃતિ કવિ ભૂખણ તે પણ, સુકૃતિતણા યશ ગુંથી;
કર્યું કવિત્વ સફળ સ્વાભાવિક, બહુ યશ લીધો બહુથી.
કરૂં વર્ણન આગળ અવ કોડે, સ્નેહે શિર નામીને;
શિવાજીને ભૂખણ કવિને વળી, રામદાસ સ્વામીને. ૫૧૭
ઉપર રહીને ચતુર્દિશા ભણી, નજર ફેરવી ન્યાળો;
દિવ્ય દિગંત[3] ઘણે દૂર દીસે, વિશેષ રચના વાળો. ૫૧૮
ઠામ ઠામ ગિરિ ઘુમટાકૃતિ ત્યાં હારોહાર નિહાળો;
ઉપર વૃક્ષની પવનતરંગે, ડોલે ધ્વનિયુત[4] ડાળો. ૫૧૯
જાણે છાવણી તાણી તંબુ કરી, પડ્યું દળ પાર વિનાનું;
ધ્વજા ફરકતી તંબુઉપર ફડ ફડ થતી તે શું વખાણું ? ૫૨૦

---

૧ પ્રતાપગઢ અવાવરૂ રહેવાથી તેને મથાળે ઘાસ ઉગ્યું છે. અને તેની મજબુત ભીંતોમાં તથા બાકોરામાં પણ ઘાસ ઉગ્યું છે. ૨ શોચ કરવા યોગ્ય. ૩ દિશાઓના અંત. ૪ શબ્દાયમાન.

મકરણગઢ શિવગઢ સજ્જનગઢ, સ્વાભાવિકગઢ બીજા;
જાણે યશગઢ શિવાજીના સૌ, રહિએ નિરખી રીઝયા.
બુરજતણી સન્મુખ સમીપમાં, નીચે કબર નિરખાણી;
અરે બિચારા અફજુલખાનની[1], જાણી આંખ ભરાણી.
શિવાજી કેરા કુડ કપટનો, ભોગ થયેલો ભોળો;
ધડથી શિર કર્યું ભિન્ન અસિથી જ્યમ, તોપ ઉડાડે ગોળો.
તે શિર તોપની સાથે ટાંગ્યું, ગઢપર પળમાં આણી;
તોપ પ્રકોપથી ચલવી પછી કરી, રિપુદળની ધુળધાણી.
સલાહ થતી સુણી પ્રમાદમાં દળ, ત્યાગી મનનો ધોખો;
પડેલ તે પર તુટી પડેલા, શૂર માવળા લોકો. ૫૨૫
એમ શૂરનું શિર દળ હણીને, હરખે થયા ઉર રાજી;
પણ યશચંદ્રવિષે લાંચ્છનરૂપ, શિર એ થયું શિવાજી.
રે અફજુલખાં કબરવિષે અહિં, સંકોચાઈ સુતેલા;
ધણી ફોજના ધણી ચિંગા તું, એકાએક રહેલા. ૫૨૭
સુવામાટ અહિં સોડ તાણીને, આટલીજ અવનીનો;
અરે હતો ખપ તને આખરે, જીવતાં લોભ ઘણીનો. ૫૨૮
વેર કરી નરકેશરી[2] સાથે, ગાફલ રહ્યા ઘણેરો;
ભાવિ[3] ભુલાવે ભલાભલાને, કાઢું ન વાંક તું કેરો. ૫૨૯
ધરાતણા[4] ધણીપણાતણો હક, ભલું ભુજાબળ ભારે;
કારણ નહીં કુળોત્તર તેમાં, વિવેક બુદ્ધિ વિચારે. ૫૩૦
વિશેષ બળરૂપી ધનવાળો, રાજ્યરત્ન વ્હોરે છે;
તેને બળવાખોર કહે તે, આપ અશુદ્ધિ ઠરે છે. ૫૩૧
તું ક્યાંનો ક્યાં આવી વસેલો, કહે શાહ તુજ ક્યાંનો !
માત્ર ભુજાબળ હક્ક મનાતો, પ્રૌઢ રાજ્ય પ્રસર્યાનો. ૫૩૨

---

૧ જેને શીવાજીએ દગાથી માર્યો તે. ૨ પુરૂષમાં સિંહ જેવો. ૩. ભવિષ્યમાં જે બનવાનું તે. ૪. પૃથ્વીના.

વિશેષ બળધન વાવરી મેળવ્યું, રાજ્ય શિવાજીરાજે;
નાહક તેનો હક ડુબાવવા, કરી ચઢાઈ શાકાજે? ૫૩૩
અરે બધી ભુલી આડકથા[1] તે, કપટ મૃત્યુપર તારા;
વિચાર કરતાં વેગે ચાલે, આંખે આંસુધારા. ૫૩૪
શિવાજીના અતિ ઘોર[2] કૃત્યથી, આ અપોરવન તારી;
અખંડ ઘોર[3] થઈ તે સ્મૃતિ મન, રૂદન કરાવે ભારી. ૫૩૫
દુખદાયક તુજ મૃત્યુથી માહિત, જન તુજ કબર શિથીલે,
આંસુપુષ્પ અરપ્યાવિણ જાય ન, દયા હોય જો દીલે. ૫૩૬
જેના અતિ નીચ કપટકાર્યનો, ભોગ થયેલો તું તો;
રાયગઢે તે રાય શિવાજી, સોડો તાણી સૂતો. ૫૩૭
જેહ રાજ્યહક વૈભવ મહતામાટ કર્યાં કૃત કાળાં,
તે કુળમાં કોઇનાં રહ્યાં નથી, અતી ચપળતાવાળાં. ૫૩૮
આમ જાણી હત અસ્થિરતા તો, કરત શું આવાં કાળાં?
સરલ પ્રપંચથી સંપાદત ભૂમિ, કરી કૃત્યો યશવાળાં. ૫૩૯
દોષ તમારો દીસે અરે ના, જરૂર વિચારી જોતાં;
કપટકાર્ય વિણ કોને મળિયાં, મહીમાં રાજ્યો મ્હોટાં!
વાધે ગ્રંથ વિવાદ કર્યે અવ, આદરૂં વર્ણન આગે;
પ્રતાપગઢપર રહિ નિરખી જે, રચના અતિ અનુરાગે.
દીલપસંદ દેખાવ ઉપરથી, જોતાં બહુજ જણાય;
હજાર નેત્રો હોય્ય નિરખવા, તોપણ તૃપ્તિ ન થાય. ૫૪૨
ન્યાળિ સર્વ પછી સાનુજ ભુજપતિ શ્રદ્ધાવંત સુધીર;
દર્શનમાટ પધાર્યા પ્રેમે, ભવાનિને મંદિર. ૫૪૩
ભટ પુરાણી વીંટાઈ વળ્યા ત્યાં, પૂરણ પ્રેમ પૂજારી;
દેવીતણાં દર્શન કરાવીને, ઊભા હસ્ત પ્રસારી. ૫૪૪

---

[1] ચાલતી મુખ્ય વાત મૂકી બીજી વાત વચમાં કેહેવી તે.
[2] ભયંકર. [3] કબર.

આપી દક્ષણા અવનીપતિએ, અતિ આદર ઉર આણી;
સંતોષ્યા દ્વિજવર આદિકને, સુપાત્ર દાન પ્રમાણી. ૫૪૫
દેવીતણે પારે મૂક્યા રંજિત થઈ રૂપિયા રાયે;
કૃપાંજળીથી પવિત્ર કીધ શિર નયન ઉભય ભ્રાતાએ. ૫૪૬
કાળ કઠિણતાના મહિમાથી, વિસ્મિત થઈ સવિષાદ;
આવી મળ્યા સાથમાંહી કરતા, અવલોકન અનુવાદ.[1]
ઊતરવા લાગ્યા પછી વેગે, ઉજમ ભરેલે ઊર;
ઊતરતાં એની મેળે વધી, ઝાઝી ઝડપ જરૂર. ૫૪૮
અફજુલખાનની સાથ પ્રપંચની, ઝડપ કરેલી જેહ;
મૂકી ઝડપ ઉતરતે ઢાળે, શિવાજીએ શું તેહ. ૫૪૯
અરજદારનાં ટોળાંને જયમ, દરબારથી દરવાન;
મારી ધક્કા હડસેલી મેલે, અતિ કરીને અપમાન. ૫૫૦
ઉપરાઉપરી પડે જનો જયમ, ઠેલો થતાં ઘણેરો;
હસી પડાય તે તક હરેકથી, ચપળ જોઈ મુખ ચેરો. ૫૫૧
ઓછી ઝડપ કરવા કોઈને, દેનારો આધાર;
તેય લઈ આધેય[2] ઝડપ વશ, ઠોકર ખાય અપાર. ૫૫૨
હસતા સભીત સાચવતા તન, તલેટિમાંય ત્વરિત;
આવી ઉભા તન હાંફ અતિ શ્રમ બિંદુ[3] લલાટ સુરીત.
અતિ આનંદિત થઈ અવનીપતિ, રચના જોઈ સુરીત;
આવ્યા નિવાસપર ભલિભાતે, સાથ સહીત સપ્રીત. ૫૫૪
પડી રાત્રી ખાણાનો પણ તવ, સમય થયો સુખકાર;
કર્યું પસંદ. ભોજનથળ કોડે, તે બંગલા બહાર. ૫૫૫

૧. જે જોયું તે વિષે પછીથી યાદ અથવા વર્ણન કરવું તે. ૨. જેને આધાર આપ્યો છે તે. ૩. પરસેવાનાં ટીપાં.

તરૂ પલ્લવિત ઘટા અતિ ઘાડી, મધુર મંદ વા આવે,
વસુધા[1] નીર સુધાસમ[2] છાંટી, કરી ઠીક બહુ ભાવે. ૫૫૬
સુઘડ ગાલિચા ઉપર પાથર્યા, અતિ સુંદર તે ઓપે;
પવન પ્રહાર ન લાગે એવા, દીપ પ્રગટિયા ચોંપે. ૫૫૭
મનપસંદ માંડ્યાં ટેબલ, ખુરશી મધ્ય રકાર શ્રીકાર;[3]
ઉમદા પાથર્યું વસ્ત્ર ઉપર મૂકી રકેબી સ્વચ્છ અપાર. ૫૫૮
ચમચા કાંટા રજતતણા[4] ધજ, દીપતા દીપપ્રકાશે;
ચતુર પીરસનારાની ઝડપનાં, વખાણ થાયે વાંસે. ૫૫૯
વિવિધપ્રકારની વાનગીઓ બટલરે બનાવી રાખી;
ભૂપ ભાવનામાત્ર ભૂખ્યા, નહિં ભોજનના અભિલાખી.
ગુણિયલ હારોહાર ગૃહસ્થો, સાનુજ વળી ભુજનાથ;
પુત્રી ભગિની સહિત ગવર્નર, સઘળો ઉત્તમ સાથ. ૫૬૧
ભોજનનો આરંભ થયો વાનગી પિરસાય વિવિધ;
ઉપમા કહું મતિ અનુસારે હું, લાયક જે ગ્રહિ લીધ; ૫૬૨
કરી નૈવેદ્ય[5] સબંધુ રામને, તે ગણી અમૃત તોલે;
જમતી જાણે સંતમંડળી, તપોવને મળી ટોળે. ૫૬૩
ભોજન કરતાં વિવિધ વિષય પર, વાતો કરે વિનોદે;
પ્રેમ પરસ્પર વધે પરમ ત્યાં, એ તકતણા પ્રમોદે. ૫૬૪
ભોજનકાર્ય સમાપ્ત થયું પછી, ચાલ્યું પીવાનું ચોંપે;
પ્યાલા ભર્યા છલોતા સહુએ, અતિ સુંદર તે ઓપે. ૫૬૫
પીએ પરસ્પર ક્ષેમ ચહી મધુ, વિનતા કટાક્ષ વર્ણ;
પીએ પરસ્પર પ્રેમ તણા પ્યાલા ભરી જાણે પૂર્ણ. ૫૬૬

૧. પૃથ્વી. ૨. અમૃત જેવાં. ૩. "ખુશી" એ શબ્દની મધ્યે એટલે વચમાં "ર" અક્ષર અર્થાત્ ખુરશી. તે શ્રીકાર એટલે સારી. ૪. રૂપાના. ૫. દેવને ધરાવેલું જે ખાવાનું તે.

શામ્પિનનો[1] ઉર કંપ થાય જવ ચતુર ચાંપી ગ્રહેછે;
લે કર[2] જવ લીકર[3] તવ લથડે, કલબલવાત[4] કહેછે. ૫૬૭
વાઇ[5] ન અંગે તે પણ લેતા, વાઈન[6] ચાંપી વિશેષે;
ભાષણ થાય ભલાં તે સમયે, અતિ ખુશીના આવેશે.
સમાપ્ત થયું સહુ કાર્ય પછી નિદ્રાવશ થયા નિરાંતે,
આવ્યા નિજ નિજ નિવાસ સહુ તે, પોઢી ઉઠી પ્રભાતે.
પ્રતાપગઢ જઈ આવી પછીથી, ભુજનાથે ભલિભાંતે;
સાદર દીધું ગવર્નરાદિને, ખાણું ઉત્તમ ખાંતે. ૫૭૦
રાજવંશી ખાણામાં ન મણા, દીપ પ્રકાશિત દીપે;
મોહિમિયા શણગાર્યો બહુ વિધ, મહા ઉમંગી મહીપે.
બેન્ડવાજું મધુરે સ્વર વાગે, સુણી ઉપજતો સ્નેહ;
ઉમંગી આવે જેમ અતીશે, મલાર રાગે મેહ. ૫૭૨
ભોજન કરી ભલિભાંત પછી નૃપગુણથી રંજિત થાતા;
પીએ પરસ્પર સલામતીના, પ્યાલા ભરી છલાતા. ૫૭૩
એમ સમાગમ ઉત્તમમાં દિન, જાય ન તેહ જણાય;
પ્રતિદિન મળતા નૃપને આવી, ઑફીસરો ઘણાય. ૫૭૪.
નવિ નવિ પેંઇટો નિરખે પ્રતિદિન, નિર્મળમતિ નરેશ;
વિશ્વલીલા જોઈ વિશ્વપતિની, વિસ્મિત થાય વિશેષ.
ભરે જ્ઞાન ભંડાર ભલી વિધ, રચનાસાર રૂડાથી;
સુતર્કની સંકલના શોભે, વધેલ જ્ઞાન વડાથી. ૫૭૬
પ્રતિદિન આવે પ્રિય માતાના, લાયકપત્ર લિખીત;
વિશેષ વત્સલરસની વાતે, ભરેલ તે ભલિ રીત. ૫૭૭

---

૧. ઊંચી જાતનો દારૂ. ૨. હાથમાં લે ત્યારે. ૩. દારૂ. ૪. દારૂના નિશામાં જે બોલાય તે. ન સમજી શકાય એવી વાત. ૫ શરદી. ૬ દારૂ.

પ્રત્યુત્તર લખી કાઢે પળમાં, શિશ ચઢાવી આશિખ;
ધૈર્ય ધરે જેણે કરી જનની, એવું લખે અવનીશ. ૫૭૮
દડીમારના દાવ રમે વળી, વાંચે લખે વિશેષ;
કદી વંચાવે કવિતા કોડે, નિર્મળવાણી નરેશ. ૫૭૯
મકરણગઢ[1] જોવા મનસુખો, નૃપને લઈ નિજસાથે,
થયો ગવર્નરના મનમાં ઠીક, જાણ્યો તે ભલિભાંતે. ૫૮૦
નવું નવું જોવા ઉત્સાહી નૃપ, સજ્જ થયા સુણી તેહ;
સજ્જ થયા લઈ સાથ ગવનર, નિજ મંડલી સનેહ. ૫૮૧
સેક્રેટરી ને કૌંસિલરો કો, સહિત પ્રિયા વિચર્યા ત્યાં;
બહુ મુશ્કેલ ચઢાણ, પડે અતિ જોર આવતાં જાતાં. ૫૮૨
તલેટિથીજ અદુકડા પહેરીને, ચંચગતા દૂર નાખી;
ધીમે ધીમે સંભાળી ડગલાં, ભરવાનાં ભય રાખી. ૫૮૩
બેય તરફ નૃપ ગંભીરતા સમ, ગંભીર ખીણો આવે;
મધ્યપંથમાં માત્ર એક જણ, ચેતી ચરણ ચલાવે. ૫૮૪
ચૂકે ચરણ મૂકતાં બની ચંચળ, તો વિપરિત તત્કાળ;
બથોડિયાં મારી ઘોગતિસમ,[2] જવા તણી જંજાળ. ૫૮૫
સીધી દૃષ્ટિ જયમ સંતો રાખે, ભયભરી ભવાટવીમાં[3];
તેવી દૃષ્ટિ રાખો એ પંથે, જેવી હોય સુખસીમા. ૫૮૬
આડું અવળુ જોતાંજ બીહામણી, ઉંડી ખીણો અવિલોકી;
ફેર ચઢે તન ચિત્તવૃત્તિને, શી રીત શકશો રોકી. ૫૮૭
આવે ઉપર સપાટ ભૂમિ તવ, ખાઈ થાક ખુબ વાર;
હાંફ મટયા પછી ચલાય હળવે, તનમાં થઈ ટટાર. ૫૮૮

---

૧ હાલ જેને અંગ્રેજો સેટલબેક કહે છે. ૨ ઘો નામનું જાનવર જેવી રીતે પગ ભેરવીને ચાલે છે તેવી રીતે. ૩ સંસાર રૂપી અરણ્યમાં.

ગાઢ ધૈર્ય ધરી ગુણનિધિ નૃપતિ, ચરણ[1] ધરે સંભાળી;
કરી વિચાર જયમ ગ્રંથ પંથમાં, ચરણ[2] મૂકે કવિ ન્યાળી.
સર્વ સાથ ગઢ ઊપર આવ્યો, વિપદા સર્વ વિખેરી;
શ્રમ મટાડી દષ્ટિ દૂર ફેંકી, રચના જુએ રૂડેરી. ૫૯૦
સ્વાભાવિક દેખાવો સુંદર, શિખર ઉપરથી જોતાં;
ઠામ ઠામ ગિરિ નાના મોટા, શોભે સમૃદ્ધિ સોતા. ૫૯૧
જાણે જમિનરૂપી જુવતી તન, ધાટા ગિરિરૂપ ઝાઝા;
બહુ જોરમાં બળિયા નીકળ્યા, તે જણાય જયમ તાજા.
માલ્કમપેટ ભણી લીલી છમ, ઝાડી શોભે ઝાઝી,
અન્ય દિશાભણી આછી ઝાડી, નિરખી થાય મન રાજી.
કરે પરસ્પર રચના કેરૂં, બહુ રસભર્યું બયાન;
મત નિરૂપણ શક્તિ મહીપતિની, સૌમાં લે સન્માન.
સહન શક્તિ શ્રમની આગ્રહમતિ, ઉમંગતા અભ્યાસ;
નિરખી નૃપતિગુણ પ્રગટપણે મુખ, સર્વ કહે શાબાશ.
એમાં નહિં આશ્ચર્ય ક્ષત્રિકુળ, આધ[3] સદા ઉજમાળા;
ત્રિવર્ગરક્ષક[4] દઢતનના તે, સમયે કર્યા સુંવાળા. ૫૯૬
નિરખી નેત્રને તૃપ્તકરી નૃપ, નીકળ્યા પછી મતિશાળી;
ઉતરવાનું પણ બેસી બેસીને, સૌધી નજરે સંભાળી.
સાથ સર્વ ગતિમદ કરીને, વિચરે એહ પ્રમાણે,
અરજદાર હઠિલા જયમ ન ગણે, સિપાઈના ઠેલાને. ૫૯૮
ચપળ અશ્વપર તલેટિથી ચઢી, નરપતિ આપ નિવાસે;
આવ્યા ઉર આનંદભેર અતિ, સાથ મૂકી સહુ વાંસે.

---

૧ પગ. ૨ કવિતામા શ્લોકનો ચોથો ભાગ, અથવા કવિતાની કડીનો કોઇપણ ભાગ-તુક. ૩ મૂળથી. ૪ બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્ર એ ત્રણ વર્ગનું રક્ષણ કરનારા ક્ષત્રિઓ.

સાથ ગયા સરભરા કાજ તે, શ્રમથી લોથ સમાન;
વાંસેથી આવ્યા બહુ વારે, વદે અરે મુખવાણ. ૬૦૦
સૂર્યગ્રહણ લઈ સાથ ત્રાસઉર, દેતી[1] કુવડના દોષે;
અંગી તિલંગાના તનરંગથી, સ્પર્દ્ધા કરતી રોષે. ૬૦૧
હાર્યા જાણી હિત કરનારી, અપાવનારી અર્થ;
ભુખાળવાને ભય ઉપજાવતી, શ્યામા ઘણી સમર્થ. ૬૦૨
સ્નાનથી કાયરના કાળજને, સકંપ કરતી સલુણી;
કૃપણનેય પણ ઉદાર કરતી, એકે ગુણે ન ઊણી. ૬૦૩
ખગોળવેત્તાનાં[2] ટોળાંને, ખળભળાવનારી તે;
ભાગ્યશાળી ભૂપને આંગણે, અર્થી[3] આણનારી તે. ૬૦૪
ગળે પ્રાણની ઘડી ગણનારી, વૈશાખની[4] વિશેષે;
આવી અમાસ કુટિલના કૃત્યથી, વડા ભયાનક વિષે.૬૦૫
સર્વાંગે કાળો ધરી સાળુ, મુખપર બુરખો કાળો;
સીધણ આવી જયમ પીળા નેત્રનો, ચપચપ કરતી ચાળો.
પ્રાતઃકાળથી પગ મેલ્યાનો, માગ્યો મળે ન માગ;
નૃપ નિવાસપર ઘેરો નિરખ્યો, અર્થીતણો અથાગ. ૬૦૭
આણતેડચાં આવીને ઉભાં, ઘેરો જબ્બર ઘાલ્યો;
બોહિમિયા ફરતાં ભિક્ષુકનાં, ટોળાં અટળ[5] નિહાળો.૬૦૮
જુદાં જુદાં ટોળાં તે જાણે, ઠરેલ નાંખી થાણાં;
કો અંધાં કો લુલાં લંગડાં, કો રોગી કો કાણાં. ૬૦૯
સોરબકોર કરે મુખ માગે, દાન ખંડણી તોલે;
કરી આશિષની વૃષ્ટિ નૃપતિપર, જોર કરી જય બોલે.૬૧૦

૧ આપતી,—અહીંયાંથી અમાસનાં વિશેષણ છે. ૨ જોશીઓનાં. ૩ માગણો—યાચકો. ૪ વૈશાખની અમાસ એટલે વૈશાખ માસનો છેલ્લો દહાડો. ૫ જવાનું કેહેતાં પણ ન જાય એવાં.

એ સેના જીતવા અવનિપે, પાસ તેડીને પ્રીતે;
દીધી આજ્ઞા દાનાધિપને, જે ઝટ લઈને જીતે. ૬૧૧
વસ્ત્ર ગાંસડા ભરીને ભારે, અનાજ લેઈ અંમાપે,
ભરી થેલી નાણાંની ભાવે, ચાલ્યા પંડચો ચોંપે. ૬૧૨
તે સઘળું આપીને સત્વર, સલાહ શાન્તિ કીધી;
વિખરાયાં થાણાં ભિક્ષુકનાં, લાયક ભિક્ષા લીધી. ૬૧૩
જય કરેલ જયમ નગર લુટીને, ફોજ રાજી ફાવેલી;
તેમ રાજી થઈને વિખરાઈ, અર્થી ટોળી આવેલી. ૬૧૪
ગુપ્તદાન વળી ગ્રહણ નિમિત્તે, કરયાં કચ્છ મહીપાળે;
રૂ ઘી વસ્ત્ર અડદ તલ નાણું, કર્યાં દાન તે કાળે. ૬૧૫
ગ્રહણ મુક્ત[1] થાતાં લગી સ્થિરમન, શિવ કરૂણા સંપાદી;
દ્વિજદ્વારા વળી સ્તુતિ કરાવી, જે ઇશ અખિલ અનાદિ.
મોકલી મલ પાવન તીર્થોદક[2], ભરી કાવડો મગાવી;
સ્નાન કર્યું અર્ધધાળુ નૃપતિએ, અતિ આદર ઉર લાવી. ૬૧૭
નિયમિત કરતા નિત્યદાન નૃપ, વળિ ગ્રહદાન વિશેષે;
એમ દિવસ નિર્ગમન થતા શોભે વીર ઉભય સુવેષે. ૬૧૮
જેષ્ટ શુદી બીજ તારિખ મેની, ઓગણીશમી આવી;
યુરોપિયન મંડળ એકઠું કરી, કોડે રમત કરાવી. ૬૧૯
એ માટે અંગ્રેજ બાજીગર, પસંદ કીધો પ્રીતે;
પૂરા પાંચશે રૂપિયા પરઠયા, રમતતણા શુભ રીતે. ૬૨૦
શણગાર્યો બંગલો અનુપમ, ખેલ થવાનો જેમાં;
ગોઠવી હારોહાર ખુરશિયો, ટિકિટો ચોડી તેમાં. ૬૨૧
શરૂ થયું આગમન સર્વનું, શી વરણું તે શોભા;
વસ્ત્રાભૂષણ સજી આવતી, લેડીઓ મન લોભા. ૬૨૨

---

૧ ગ્રહણનું છુટવું. ૨ મહાબલેશ્વરના પવિત્ર કુંડમાંથી.

જનરલ કરનલ મેજર કેપ્ટન, સિવિલ્યનો શોભીતા;
કરમાં કર ગ્રહિ પતિનો આવે, લેડી મડમ લલિતા. ૬૨૩
આપ આપનું આસન ઓળખી, બેસે દંપતિ જોડે,
આભો[1] થાય ત્યાં ઈંદ્રસભા પણ, માનનીતણા મરોડે. ૬૨૪
સાનુજ ભુજપતિ સાથ સહિત ત્યાં, પધારિયા બહુ પ્રીતે;
આદરકાજ ઉઠી આસનથી, સર્વ સભા શુભ રીતે. ૬૨૫
લેડી મડમ ગુણધામ ગૃહસ્થો, ઓળખ કરવા આવે;
ઘેરી ઉભાં નૃપને ઘણી પેરે, ઉર વિનોદ ઉપજાવે. ૬૨૬
ભાષા છટા ભલી મર્યાદિત, સભાવિવેક સટેક;
કિશોરવય સદ્‌ગૃહસ્થનાં લાયક લક્ષણો અનેક. ૬૨૭
નિરખિ નિરખિ અચરજ પામે સહુ, ઉર આનંદ પમાડી;
રંગ ભૂમિપર આવી ઉભો તવ, ખરી મતિનો ખેલાડી. ૬૨૮
ચુપાચૂપ સહુના ચિતકેરી, એક વૃત્તિ કરી એણે;
પ્રથમ પ્રિયાપ્રિયતમે પ્રીતિનો, વિવાદ કીધો વેણે. ૬૨૯
પછી પ્રિયાને પૂરી પેટીમાં, સીવી કોથળામાં તે;
ઉપર દેવરાવ્યું તાળું દઢ, અહો કરે શું આ તે!! ૬૩૦
પાંચ મિનિટમાં તે પ્રમદા તો, આવી બ્હાર ઉભેલ;
તે કોથળો મન્જુસ ને તાળું, તેમનું તેમ દીધેલ. ૬૩૧
આખી મંડળીને મૂકી એણે, અદ્ભુત રસમાં એમ;
પાંચ મિનિટમાં આવ્યો પછી તે, પુરૂષ ધરતો પ્રેમ. ૬૩૨
પળ પળમાંહે રંગભૂમિપર, પલટે તન પોશાક;
હાસ્યરસે તે હદ વાળીને, આપે ખુશી અથાક. ૬૩૩
પળમાં મોચી પળમાં દરજી, પળમાં પ્રવીણ ખલાસી;
ગૃહસ્થ પળમાં રંક નિમિષમાં, પળમાં મડમ મિજાસી. ૬૩૪

---

૧ આશ્ચર્ય પામે.

પળમાં લશ્કરી, પળમાં મશ્કરી, કૌતુકથી કરનારો;
બહુરૂપીનાં રૂપ વિવિધ બતાવી, હસાવી દુખ હરનારો. ૬૩૫
જેવો સોંગ[1] સ્વરાદિક તેવાં, સુણીને સભા હસે છે;
હર્ષનાદ કરી તાળી વગાડી, સહુ સાબાશી દે છે. ૬૩૬
વળી લઈ વાદિત્ર વિનોદે, પાંચ મિનિટ પછી આવી;
યુરોપના પ્રતિદેશીજનોની, ઢબ ગાયનની બતાવી. ૬૩૭
જર્મન રૂશ્યન ઈટાલિયન ડચ, સ્કોટીશાદિક કેરી;
ચેષ્ટારૂપ સુણિ ગાયનની ઢબ, મંડળી હસે ઘણેરી. ૬૩૮
ભાષણ કરતો જાય ભલી વિધ, વચમાં વિદૂષક જેવું;
ક્ષોભ પમાડે ક્ષણમાં, ક્ષણમાં, હાસ્ય કરાવે તેવું. ૬૩૯
અર્દ્ધભાગ અનુરાગસહિત જવ, થયો ખેલનો ઠીક;
પા કલાક વિશ્રામતણો, પડદો પડિયો રમણીક. ૬૪૦
તાકી ઉભાં બુટલરનાં ટોળાં, ખુમચા ધરિ કર ખાસા;
ત્હા મિઠાઈ આઈસ્ક્રિમનાર[2] મહિં, પ્યાલા મૂકી ચોપાસા.
અદબભેર દર દંપતિ સન્મુખ, અણબોલે આવીને;
ખડો રહે ખુમચો ધરિ ખાંતે, લક્ષ ઘણું લાવીને. ૬૪૨
મનગમતું લઈ તે માંહેથી, ઠુંગો કરે સરાગે;
શામ્પિન પીવા વળિ સંચરતા, ઉઠી ઓરડે આગે. ૬૪૩
મિજબાની ભૂપતીભણીથી, એ પણ ખેલ નિમિત્તે;
ખરચ્યા રૂપિયા એ ખાણામાં, પુરા પાંચસેં પ્રીતે. ૬૪૪
હરે ફરે સહુ વાત પરસ્પર, ભલી કરે મન ભાવી;
ઘંટ સુણી સહુ ચુપાચૂપ થઈ, આસન બેઠાં આવી. ૬૪૫
ઉંચે આસને ઉભી રાખી નિજ, નારિ નાટકાચાર્યે;
ઉભય બાજુ ટેકો આપી કરી, અચેત અદ્ભુત કાર્યે. ૬૪૬

૧ વેશ. ૨ દૂધ અને ખાંડને બરફમાં જમાવી કરવામાં આવે છે તે.

કરૂણારસમાં લીન કરી નાંખ્યાં, તમાસગિરને તેણે;
રસાનુકૂળ રાગે વળિ વાગે, બેન્ડ વખાણું શું વેણે ! ૬૪૭
પગ નીચેથી પ્રથમ કાઢિ લીધું, આસન ધીમે નિદાને;
ઉભય બાજુના ટેકાપર તે, અધર રાખી અબળાને. ૬૪૮
એક બાજુનો ટેકો એ પણ, કળથી લીધો કાઢી;
જાદુગરે પછિ જોર કરીને, આડી અધર સુવાડી. ૬૪૯
તમાસગિરની હર્ષતાળિનો, ઘોષ થયો ગંભીર;
શબવત[1] મુખમુદ્રા જોઈ સ્ત્રીની, નેત્રે ચાલે નીર. ૬૫૦
સીધિ અધર રાખી શણગારી, દયા દિલે ઉપજાવે;
મૃત સધવાને[2] કાઢતિ તક જયમ, ઘણો શણગાર ધરાવે. ૬૫૧
રોસનિ સર્વ બુજાવી નાંખી, બહુ આકૃતી બતાવે;
બપોરિયાના તેજે કરીને, નારી મુખ નિરખાવે. ૬૫૨
એ આદિક ભલી રમત ગમતમાં, અર્દ્ધરાત્રિ ગઈ આખી;
સમાપ્ત ખેલ થયે સો ઉઠયા, ઊંઘતણા અભિલાખી. ૬૫૩
સુમાર નહિં હયરથનો તેથી, જડે ન ઝટ લઈ ગાડી;
ઉભા રહે ન ઉતાવળિયા જન, શોધે બૂમો પાડી. ૬૫૪
સાનુજ શીખંગાર મહીપતિ, આપ નિવાસે આવી;
પોઢયા જગતપિતાના સુખકર, ચરણકમળ ચિત લાવી. ૬૫૫
કોઈ દિવસ મૃગયાએ નરપતિ, સાનુજ નિકળે સ્નેહે;
એડિકાંગ કેપ્ટન રે આદિક, યુરોપિયન દૃઢ દેહે. ૬૫૬
શિકાર શોધક જનો સુમાર ન, દૃઈ પૈસા લે સાથે;
ઢોલ નગારાં રણશિંગા તે, વગાડતા બલિભાંતે. ૬૫૭
એલ્ફિન્સ્ટન પાઈંટઉપર સહુ, આવે મૃગયામાટે;
ભય પામી પશુ પંખી ભાગે, વેગે વસમી વાટે. ૬૫૮

---

૧ મડદા જેવી. ૨ ધણીવાળી, સ્વામી જેનો હયાત છે તેવી.

નાકાં ઘેરી ઉભા નર ઝાઝા, હો હો કરીને હાંકે;
પાછાં વળિ પશુ કરે પલાયન, નાશી જવાય ન નાકે. ૯૫૮
નિશાન થઈ નૃપતિનું પડે તવ, દ્દઢ મન કરે ધસારો;
ચોટ ચુકે ન ચપળ નૃપતી ક્યાં, શિકાર સંચરનારો ! ૯૬૦
સાઝુણુણુ કરતી છુટે ગોળિયો, જોરભેર તે જાય;
પળમાં પ્રાણવિના મૃગ પડતો, બેદક ધુમરી ખાય. ૯૬૧
એમ અવનિપતિ નવિ નવિ કૃતિમાં, નિર્ગમતા નિશદિન;
તારિખ છવિશમી મેનો દિન, વિશેષ શોક વિહીન. ૯૬૨
બૉલ દીધો બે સહસ્ર ખરચી, ખાંતે નૃપ બેંગારે;
શાં વર્ણન કરૂં તે શોભાનાં, વિશેષથકી વિસ્તારે. ૯૬૩
યુરોપિયન મંડળમાં એ દિન, વ્યાપ્યો હર્ષ વિશેષ;
નારીવર્ગ તો સુખ સ્વર્ગનું ગણિ, વિચિત્ર ધરતો વેશ. ૯૬૪
ડોળદાર પોશાક અનૂપમ, મુલે ઘણા મોંઘેરા;
ધુંચાય મન મુનિઓના એવા, ઘેર ઘાઘરા કેરા. ૯૬૫
મન તરંગના[1] રંગની સાથે, સદૈવ નિકટ પ્રસંગ;
એવા રંગતાણા પોશાકે, તન તરૂણીનાં તંગ. ૯૬૬
સુવાસના નિર્મળ મનની શુભ, તન અત્તર તત્તુલ્ય;
પોશાકે પણ તેની પરિમલ, આવે ઘણી અમૂલ્ય. ૯૬૭
ગુલાબિ તન તરૂણિયો ઘણેરી, ગુલાબ જળમાં જાણે;
સ્નાન કરી શણગાર ધર્યા શું, પ્રસરે સુગુણ પ્રમાણે. ૯૬૮
કોમળ કદળી સ્તંભસી જંઘા, શું આલાન[2] સુહાય;
પતિનો ચિત્તમતંગ સદા જ્યાં, બળ કરીને બંધાય. ૯૬૯
વાળ્યો વેણુ ગુંથી અંબોડો, જે જોઈ રતિ પણ ક્ષોભે;
શું પતિના મનમતંગ પગની, સાંકળ થઈને શોભે. ૯૭૦

१ મનના વિચાર. २ હાથીને બાંધવાનો સ્તંભ.

વા[1] રતિપતિનો ચાબક શિર ગોઠવિયો ધુંચણુ વાળી;
નાચનાર સાથી થાકે તવ, ઉગામતા સંભાળી. ૬૭૧
સુમધ્યમા[2] ડગ ભરે લચકતી, લઈ પતિકર આધાર;
મન જાણે પતિ તેડિ હિંડે તો, પ્રેમ તણો મિછું પાર.૬૭૨
મડમોની મોંઘાઈ તણું વળિ, રૂપ ગુણ આભૂષણોનું;
કરૂં કેટલું વખાણ દીપે જ્યમ, સુગંધ ને વળિ સોનું.૬૭૩
એમ બણી ઠણ નાટયભુવનમાં, આતુર થઈ સહુ આવી;
પુરૂષો પણ અતિ પ્રેમ હર્ષભર, આવ્યા અંગ સુહાવી.૬૭૪
પ્રાહ્ય પ્રાણ સમ બંધુ કરણજી, સાથ લઈ શુભ રીતે;
મહારાજ ખેંગારજી પણ ત્યાં, પધારિયા બહુ પ્રીતે. ૬૭૫
જોવામાટ બિરાજ્યા જુગતે, દર્શનીય દીસંત;
વસ્ત્રાભૂષણ સજી શોભે જ્યમ, રતિપતિ અને વસંત.૬૭૬
મનગમતી બનિ જોડ મલપતી, ત્વરિત થયાં તેયાર;
ચાલ્યો નાચ ચતુર ચતુરાનો, પ્રેક્ષકને[3] સુખકાર. ૬૭૭
બેન્ડ વાજું વાગે મધુર સ્વર, ઉપજાવે અનુરાગ;
તેની તાલગતિએ નૃત્ય કરે, લાયક મળિયો લાગ. ૬૭૮
પુરૂષ અને પ્રમદા મન પાવન, કટિ ગ્રહિ નાચે કોડે;
પગ ઉપડે ગતિ તાલબંધ ઉર, વિશેષ હર્ષ વિનોદે. ૬૭૯
શિવ વિલાસથળ મહાબલેશ્વર, ગિરિ કૈલાસ સમાન;
સમાધિસ્થ[4] શંકર તે સ્થળમાં, તન તપતેજ નિધાન.૬૮૦
જાણિ એવું જાણ્યે સુર સર્વે, ઘણા વળી ગંધર્વે;
નાટયપ્રવીણ લઈ સાથ અપ્સરા, જે ભરિ જોબન ગર્વે.૬૮૧

---

૧ અથવા. ૨ સારો છે જેનો મધ્યભાગ એવી સ્ત્રી એટલે સારી કટીવાળી. ૩ જોનારને. ૪ સમાધીમાં બેઠેલા.

ઉતારવા શિવ સમાધિ તે શું, જુગતે બનિને જોડી;
તાન્ડવ નૃત્ય કરે મળિ ટોળે, કપર્દિને કરજોડી. ૧૮૨
અથવા વૃંદાવનમાં અનુપમ, સાગ્રજ[1] યદુકુળસિંહે;[2]
સુહામણી શરદ્‌ પૂર્ણિમાએ, રાસ રચ્યો શું એહે ? ૧૮૩
શુભોપમા બીજી શોધિ મળે નહિં, શું કહું તવ સમજાવી;
જોતાં તૃપ્તિ ન થાય જીવને, પ્રેમ હૃદયમાં લાવી. ૧૮૪
ઘચુંબલો થઈ જાય ઘડિકમાં, ઘડિમાં છુટાં છવાયાં;
નાચે સૌ અવનવિ ગતિએ, વળી એકેકથી સવાયાં. ૧૮૫
થોડિવાર વિશ્રામ કરે તવ, તાકિ ઉભાં તૈયાર;
બુટલરનાં ટોળાં બહુ વિનયે, ઉચિત દિયે આહાર. ૧૮૬
બુચ ઉઘાડતાં બાટલિયો મુખ, પાડે ચીસોચીસ,
પેટ ખાલિ કરિ પછાડતા જયમ, હાડ લેઈ આમિષ.[3] ૧૮૭
વધે ગ્રંથ વિગતે વર્ણવતાં, સમાપ્ત બૉલ સુપેર;
નિરખી આવ્યા સાનુજ નૃપતિ; ગુણનિધાનનિજઘેર. ૧૮૮
પ્રવાસમાં સુખનિવાસ નૃપતિ, નિર્ગમતા દિન એમ;
લે સંભાળ સર્વની સહુવિધિ, પૂર્ણ બતાવે પ્રેમ. ૧૮૯
હવે વરણું શોભા વિગતેથી, મહાબલેશ્વરની જે;
સુણજો સજ્જન હોડુ ધરીને, નિરખી જનમન રીઝે. ૧૯૦

---

૧ મોહોટા ભાઈ બલભદ્રસહિત. ૨ જાદવકુળમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ. ૩ માંસ.



## મહાબળેશ્વરની શોભા, વર્ષાઋતુનું વર્ણન.

### વંશસ્થ છંદ.

સદા સુખી ત્યાં સુખવાસી ભૂપતિ,
નિહાળિ શોભા સુખદાયની અતિ;
જગદ્દલિલા જેવી મહાબળેશ્વરે,
હશે નહીં એવી હિમાલયે ખરે. ૧

સ્થળે સ્થળે લોચનતેજ વર્દ્ધની,[1]
સુવાટિકા ચાંદનિ જેવી શર્દની;
છુટા છવાયા પ્રતિ બંગલા ઘણા,
ગિરી ગુફાતુલ્ય દીસે સુહામણા. ૨

વસ્યા શું આવી સુર સર્વ સાદરે,[2]
બનાવી મંદિર મહાબળેશ્વરે;
વસ્યા ત્યહાં માનવી દેશદેશના,
ગુણીજનો ચિત્રવિચિત્ર વેશના. ૩

કરે ત્યહાં વિક્રય[3] કેટલા જનો,
હિરા મણી માણિક વસ્ત્ર ભૂષણો;
બજાર શોભા કહું શું બનાવિને,
કરે જયહાં વિક્રય લોક આવિને. ૪

સફાઈવાળી સડકો સુહામણી,
સ્થળે સ્થળે દીસતી દીર્ઘતા[4] ઘણી;
ચઢી ગિરી ટોચ વિલોકતાં દીસે,
દિગંતશોભા[5] રૂડી તે ગિરીવિષે. ૫

---

૧ આંખના તેજને વધારનારી. ૨ આદરસહિત. ૩ વેચાણ. ૪ લંબાઈ. ૫ દિશાઓના અંતભાગની શોભા.

સુગંધિ ને શીતળ મંદ વાયુની,
લહેર સંવર્દ્ધિત અંગ આયુની;[1]
કટી પ્રદેશે[2] ગિરિમાર્ગ શોભતા,
વિલોકિ સૌનાં મન ખૂબ ક્ષોભતાં. ૬
કરી રવૈયો[3] ગિરિનો સુહામણો,
દીધો દીપે શું વળ નેતરાંતણો;
હવા અને પાણી પવિત્ર રત્ન બે,
શું શોધી કાઢ્યાં કરી ખૂબ જત્ન એ? ૭
તુટી જતી જોઈ ગિરીની સંધિઓ,
અનેક રસ્તારૂપ બંધ બાંધિયો;
ગિરી ઉભો શું દૃઢ ભીડિ ગાતડી,
હિમંતની ટાઢથી રક્ષિ જાતડી. ૮
તલેટિથી શેરડી શિખરોપરી,
પગે જવાની દીસતી મનોહરી;
અગમ્ય રસ્તા[4] ખીણમાં જવાતણા,
ઝુકી રહી ઝાડીવિષે નહીં મણા. ૯
કદી નહીં શર્દિ હવાવિષે દીસે,
હિમંત જેવી ઋતુ ગ્રીષ્મ જેવિષે;
પ્રતાપ એ શું વૃષકેતુનો[5] હશે;
શિવાશ્રયે શાન્તિ ખરે સદા વસે. ૧૦
કરે ન જે પર્વતની પ્રદક્ષણા,

---

૧ લહેરનું વિશેષણ-શરીર અને આયુષ્યને સારીરીતે વધારનારી. ૨ પર્વતના મધ્યભાગમાં. ૩ વલોણાનો વાંસ. ૪ કોઇને ખબર ન પડે એવા રસ્તા. ૫ મહાદેવ, જેમની ધ્વજામાં વૃષભનું ચિન્હ છે એવા.

પગેથી ચાલી જન જો સુલક્ષણા;
ક્ષુધા ન લાગે રૂચિ થાય ના બહુ,
હરે ફરે પાયથી તેથી ત્યાં સહુ. ૧૧
કૃપાળુ ત્યાં કચ્છ નરેંદ્ર પ્રેમથી,
વસે લઘુ બંધુસહીત ક્ષેમથી;
સુસંગમાં એમ રહેજ શોભિ તે,
ઘણા ગુણો મધ્ય વિવેક જે રીતે. ૧૨
અનેક ત્યાં હુન્નરિલોક આવતા,
ઘણા વળી ભેટ ભલેરિ લાવતા;
પ્રસાદ પામી નૃપની કૃપાતણો,
પ્રમોદ[1] પૂરો મન પામતા ઘણો. ૧૩
અનેક ખેલાડી સહર્ષ આવતા,
પ્રહર્ષ[2] લે મોજ ઘણીજ લાવતા;
વળી ઘણા પામર દાન પામતા,
નૃપેંદ્રને આશિષ દે વિરામતાં. ૧૪
પુરો સવામાસ સુખે નિવાસતા,
સુભાગિ વર્ષાઋતુ ત્યાં શરૂ થતાં;
નિહાળિ દેખાવજ ભવ્ય[3] ત્યાં તણો,
થતો ઉરે હર્ષ ખરે અતી ઘણો. ૧૫
વિયોગ ગ્રીષ્માતપ[4] અષ્ટ માસનો,
કરી દુખે ત્યાગ ઈલા[5] વિલાસનો;
બિચારી સંતપ્ત[6] સદાય ઝૂરતી,
સ્મરજ્વરે દુઃખિત દીન દીસતી. ૧૬

---

૧ વિશેષ આનંદ. ૨ વિશેષ હર્ષ. ૩ પ્રૌઢ સુંદર.
૪ ઉનાળાનો તાપ. ૫ પૃથ્વી. ૬ સારીપેઠે તપેલી.

સુવૃક્ષ પત્રોરૂપ વેણીબંધનો,
પડ્યાં ઢીલાં લેશ નહીં સુગંધનો;
સુખા મુવાળા[1] અતિ અલ્પ વેશથી,
મુખે વસી પાન્ડુરતા[2] વિશેષથી. ૧૭

લુ રૂપ શ્વાસે જગને દઝાડતી,
કૃશાંગથી ખેદ પુરો પમાડતી;
પ્રલાપ જેનો સુણિને વિયોગનો,
તજે ઘણા જીવ પ્રજા પરિજનો.[3] ૧૮

પ્રલાપ વાઉયો ન સુણાય તે ધીરે,
વસે ગિરી કાં જળનિધિને તિરે;
દીસે ન એકે તૃણરોમ અંગમાં,
તવાઈ ચાલ્યાં સહુ શુષ્ક સંગમાં. ૧૯

પરિજનો શ્યામ શરીર[4] સ્વામિને,
મનાવતાં આતુર શિર નામિને;
"પ્રિયાતણો પ્રાણ બચાવવા તમે,"
"કરો ત્વરા મેઘ કૃપાળુ આ સમે." ૨૦

"અહો જગજ્જીવન શુદ્ધિ લો હવે,"
"બળે ઈલા સ્વામિ વિજોગના દવે,"
"જીવે ફરે આશ મિલાપની ધૂરી,"
"મયા કરો મેઘપતી હવે જરી." ૨૧

---

૧ વાળ (ઘાસરૂપ મુવાળા) ૨ ફીકાશ (તાપથી ઘાસ પીળું પડી જાય છે તે જાણે પૃથ્વીના મુખની પાંડુરતા.) ૩ પૃથ્વીપર રેહેનારી પ્રજા એરૂપી જેના સેવકો (વિશેષ ગરમી પડવાથી કોલેરા વગેરે રોગ થતાં માણસો મરણ પામે છે). ૪ કાળા શરીરનો અર્થાત મેઘ.

"વિતી ગઈ છે અવધી અહો પતી,"
"પધારજો સર્વની સુણી વિનતી."
"બળે વિયોગે જ્યમ આપની પ્રિયા,"
"પતિવિયોગી ત્યમ તસ સૌ ત્રિયા." ૨૨
"જુએજ તે વાટ પ્રજા અમાપની,"
"ધરિત્રિ[1] ને મેઘતણા મિલાપની;"
"તમો પધાર્યે પતિ તેમના ભલા,"
"વિદેશથી ઘેર જશે ઉતાવળા." ૨૩
"પરાર્થ ઈચ્છ્યાથી સધાય સ્વાર્થ જો,"
"પ્રવીણ છે સૌ ઈછવે પરાર્થ તો;"
"ધરિત્રિ વર્ષાઋતુપ્રાપ્તિ[2] વાળિનો,"
"વિચારિ આલિંગન હક્ક સ્વામિનો." ૨૪
"પુરો તમે સૌ મનકેરી કામના,"
"અહો પ્રભુ દક્ષ શરીર શ્યામના;"
"રસિક ને સુજ્ઞવિષે ન ક્રૂરતા,"
"પ્રિયા ઋતુપ્રાપ્તિની[3] આશ પૂરતા." ૨૫
સુણી કરૂણાસ્વર વાળિ વીનતી,
દયાર્દ્ર[4] મેઘપ્રભુએ સવેગથી;
કરી ત્વરા ભૂમિ મિલાપ માટની,
શું વર્ણું તેયારી હું તે અઘાટની. ૨૬
ત્વરાથી શર્દી દુતિ મોકલી દીધી,
પ્રિયા ભૂમી ધૈર્ય ધરેજ જે વિધિ;

---

૧ પૃથ્વી. ૨ ઋતુપ્રાપ્તિ એ શબ્દમાં શ્લેશ છે. ૩ રજ-સ્વલા. ૪ દયાથી ભીંજાયલા.

અફીણ ને લૂણવિષે વસી નકી,
જણાયું મેઘાગમ[1] સદ્ય[2] તેથકી. ૨૭
અધિક સંતપ્ત[3] ધરિત્રિ લે દમ,
સમીપ પીછી પ્રિયનો સમાગમ;
વિયોગ શું છેલ્લિ વિદાય માગતો,
શરીરથી નીકળિ જાય ભાગતો. ૨૮
થવા બધું વાદળ[4] એકઠું અતી,
પિટાવિ ડુંડી ઘનઘોર શબ્દથી;
ક્ષિતીજમાંથી દળ દુંદુભી દઈ,
સવેગ પંથે પડ્યું તે રજા લઈ. ૨૯
દશે દિશાથી ઉપડ્યું દીસે ઘણું,
જથે જથે જોર જણાતું તે તણું;
ઉગ્યું દીસે ઈંદ્રધનુષ્ય કોડશું;
ઘનપ્રિયાનો[5] ભ્રૂકુટી મરોડ શું ! ૩૦
પ્રિયાશું[6] એકાંત મિલાપ કારણે,
રસિક મેઘપ્રભુ જગતતારણે;
સુઘટ્ટ જે ધૂમસરૂપ[7] જાણિયો,
દશે દિશે સત્વર તંબુ તાણિયો. ૩૧
પ્રિયા મિલાપે રવિને પરાશરે,[8]
અલોપ કીધો જયમ મંત્રના બળે;

૧ વરસાદનું આવવું. ૨ તરતમાં. ૩ અતિશય તાપવાળી. (વરસાદ આવતા પહેલાં ઘણોજ ઘામ થાય તેવો તાપ. ૪ વાદળ-રૂપી પાયદળ. ૫ વિજળી. ૬ પ્રિયાની સાથે. ૭ સવાર સાંજ ધુમાડા જેવી જે ઘાડી હવા દેખાય છે તે.) ૮ એ નામના ઋષિ વેદવ્યાસના પિતા ધીમરકન્યા સત્યવતી સાથે મળવામાં સમાગમની ઈચ્છા થતાં દિવસે સૂર્ય હોવાથી સત્યવતીએ એ કારણથી મુનિને ના કહી તે-પરથી મંત્રબળે સૂર્યને ગુપ્ત કર્યો એ કથા મહાભારતમાં છે.

પ્રયોગ તેવો કરીશું બલાહુકે,[1]
રવિ છુપાડ્યો નભમાંહિ આ તકે. ૩૨
સમીપનું તેય દીસે નહી ક્યમે,
તિમીર[2] વ્યાપ્યું અતિ ઘોર તે સમે;
વિલોકિ તૈયારિ તમામ એ રીતે,
બજાવિ ડંકો ચઢિયો ઘન પ્રીતે. ૩૩
સુણી મહા ગર્જન ઘોર આકુરો,
વદે પ્રતીહાર મયૂર દાદુરો;
વળી બપૈયા નકિબો પુકારતા,
ઘન પ્રભુના સુયશો ઉચ્ચારતા. ૩૪
શતઘ્નિ[3] જેવા ઘન કાટકા થતા,
પ્રતિધ્વની ગિરિ ખિણોથી ઉઠતા;
દિશા વિદિશા પણ ગાજી ઊઠિયો,
ધરિત્રિએ હર્ષ શું એ જણાવિયો ? ૩૫
સખી દુતી શર્દિ મહર્ષ લાવતી,
ઘણી રિતે ઘાઘરિ ત્યાં ઘુમાવતી;
વિલોકિ આ વૈભવ મેઘ ભૂપનો,
સમુદ્ર ખારેથી[4] બખાળતો ઘણો. ૩૬
ઘણોજ તે ક્રોધ ધરી શરીરમાં,
અફાળતો શીર[5] સમુદ્રતીરમાં;
પરાઈ સંપત્તિ વિલોકિ ખારિલા,
પછાડિ માથુ પછિ તે પડે વ્હોલા. ૩૭

૧ મેઘે. ૨ અંધકાર. મહાબળેશ્વરમાં એ ચમત્કાર જોવામાં આવે છે. વાદળાં નીચે ઉતરવાથી એવો અંધકાર થાય કે બહુજ પાસેનું પણ દેખાતું નથી. ૩ તોપ. ૪ ઈર્ષાથી અથવા ક્ષારથી. ૫ મસ્તક. મોજારૂપી મસ્તક.

તજ્યે રિશાળું વળિ ઝાંઝિ[1] જે નરો,
પ્રશાન્તિ પામે શમતાંજ ઊભરો;
નિહાળિ કોપસ્થિતિ તોય નિધિની,[2]
તજ્યો[3] બધાંએ મનમાં ઘણું બ્હીની. ૩૮
અસંખ્ય હાની કરી તોય નિધિએ,
વડાનિ રીશે ભુંડિ સર્વ વિધિએ;
"લીધી કરેથી[4] મુજ સંપદા મિઠી,"
"થયો સુભાગી ધન તું સહુ વિધિ." ૩૯
"વળી ચઢીને મુજ શીર ગાજતો,"
"નથી લગારે મનમાંય લાજતો;"
"સુપુત્ર મારો શશિ[5] તેં છુપાડિયો,"
"કહે કયો ખાર તમામ કાઢિયો." ! ૪૦
"બગાડ્યું તેં આટલું તે ખમી નમી,"
"રહું મુંગો તો રહું સર્વને ગમી;"
"મને વિના લાગણિનો શું જાણિયો," !
"સહસ્ત્રધા ષંઢ[6] શું તેં પ્રમાણિયો." ! ૪૧
"રહીશ તું ત્યાં લગિ વેર ના તજી,"
"કરીશ રંજાડ પ્રકોપતા સજી;"
"ટળીશ તું તે સમયે પ્રશાન્ત હું,"
"રિપુ શિરે શાન્ત હું શી રિતે રહું." ! ૪૨

૧ તામસી. ૨ સમુદ્ર. ૩ મૂકી દીધો. ચોમાસામાં વહાણની આવજાવ બંધ પડે છે. ૪ કીર્ણવડે અર્થાત્ સૂર્યના કીરણો સમુદ્રમાંથી વરાળરૂપે જે પાણી લે છે તે-કર એટલે વેરો. ૫ ચંદ્ર. ચોમાસામાં વાદળથી ઢંકાય છે તે. ૬ નપુંસક.

ખડું કરી એવી મુખેથી જલ્પના,[1]
રહી શક્યો હાથ મિજાજ સ્વલ્પ ના;
સમીપ આવી ઘન ગર્જના કરી,
સહૂકિ ઉઠ્યો જયમ સિંહ વીફરી. ૪૩
"પ્રિયા મિલાપે ધરિ હર્ષ આવતો,"
"નથી કશો વિગ્રહભાવ લાવતો;"
"તથાપિ તું વેરતણા વિચારથી,"
"બખાળતો સાગર પૂર્ણ ખારથી." ૪૪
"લઈ હું તારી જળસંપદા જરી,"
"જગત્‌હિતાર્થે બધી નાંખું વાવરી;"
"તનેય તેમાંથી મળે ઘણી ખરી,"
"તથાપિ તું દુર્બળ ખારથી કરી." ૪૫
"સ્પૃહા[2] ધરૂં તેની ન અંતરે ડરી,"
કહી દીધાં દુંદુભિ અંબરોપરી;[3]
સકંપ ભૂ[4] ભૂધર[5] અંબુધી[6] તદા,
સુણી મહા ગંભીર ગર્જના યદા. ૪૬
જગત્‌જનો સૌ હબક્યાં પ્રમાદથી,[7]
ઘનપ્રિયા વિદ્યુત જાગી નાદથી;
જતો પતી સોક્ય મિલાપ[8] કારણે,
વિલોકિ શય્યા તજિ આવી બારણે. ૪૭
ચઢી પ્રકોપે મદિરાક્ષિ ચંચળા,[9]
ફુંફાટતી સર્પિણિ તુલ્ય વ્યાકુળા,

---

૧ બડબડાટ. મિથ્યા ભાષણ. ૨ દરકાર. ૩ આકાશઉપર. ૪ પૃથ્વી. ૫ પર્વત. ૬ સમુદ્ર. ૭ ગાફલપણાથી. ૮ મેઘની બે સ્ત્રીઓ કહી છે. વીજળી અને પૃથ્વી તે પરથી. ૯ વીજળી.

ઉભો સક્રોધે પતિમાર્ગ રોધિને,[1]
વિચાર કે લાજ નહીં વિશેધિને. ૪૮
ઘણા સરોષે ઘન ગર્જના કરી,
ડરાવતાં વિદ્યુત ના ડરે જરી;
બકે બહુ સામી ઘનપ્રભુ તણી,
સરોષ જ્વાળા તડિતાક્ષિએ[2] ઘણી. ૪૯
પ્રકાશ ને ગુપ્ત પળે પળે થતી,
નૃશંસની[3] મૈત્રિ સમાન દીસતી;
મહા પ્રકોપે ઘન ગર્જિને કહે,
"અરે પ્રિયા ક્લેશ ભરી તું શું રહે?" ૫૦
"કરે તું શા કારણ ખાર સોક્યનો, ?"
"અરે ધરે ના ભય ભુંડિ લોકનો;"
"હજી ધરાઈ નથિ દુઃખ આપવે,"
"બિચારીનો પ્રાણજ બાકી છે જવે." ૫૧
"ગિરિ નગો પર્વત કૂટ ડુંગર,"
"ધરિત્રિના ભાન્ડુ અહો સહોદર;"
"અરે કર્યા પક્ષવિહીન[4] એમને,
"શું સોક્યના ખારથી ત્યાગિ પ્રેમને ?" ૫૨
"બિચારીનું ભીતર[5] ચીરતી સદા,"
"વદે ન તોએ સહિ શીર આપદા;

---

૧ અટકાવીને. ૨ વિજળિની આંખમાં. ૩ ઘાતકી. ૪ પાંખ વિનાના પર્વતોને પ્રથમ પાંખો હતી તે ઇંદ્રે વજ્રવડે (વીજળીવડે) કાપી નાંખેલી એમ પુરાણોમાં કહેલું છે. ૫ અંતઃકરણ. વર્ષાઋતુમાં વીજળી કોઈ કોઈ ઠેકાણે પૃથ્વીપર પડે છે અને તેથી પૃથ્વીમાં ફાટ પડે છે.

"ક્ષમા[1] ક્ષમારૂપ ધરી વિરાજતી,"
"તું શીદ તેનાપર ભુંડિ દાઝતી." ? ૫૩
"ધણાજ ખારે નથિ સાર પાપિણી,"
"મને ન બોલાવ ઘણું અભાગિણી;"
"સદાની દાસી મૃતલોકની થઈ,"
"હજીય ખારીલી અપાર તું રહી." ૫૪
"કરાવતા કાસદુ[2] તે ઘડી ઘડી,"
"મશાલ[3] આપી કરી છે હજામડી;"
"હજી અવસ્થા કરશે શું તાહરી,"
"તને ન તેની કહું વાત જાહરી." ૫૫
"ક્ષમા પ્રિયા છે નરરત્ન ગર્ભિણી,"
"કરે તું તે સાથ શું સામ્યતા[4] ઘણી;" ?
"ઈલાતણા હસ્તમિલાપથી ખરૂં,"
"પડ્યું જગદ્જીવન[5] નામ માહરૂં. ૫૬
"મમપ્રતિષ્ઠા વધી એહ સંગમાં,"
"અતી ન તું ખાર ધરીશ અંગમાં;"
"મમપ્રસંગે કૃત જેહ તું કરે,"
"કહે ભલું તે નહિં ચંચળા અરે." ૫૭
તમા તજી તેની તમામ તે તકે,
પ્રયાણ કીધું તડુકી બલાહકે;
પિછી પતિવાણી સજીવની[6] મુળી,
જુએ મિચેલાં નિજ લોચનો ખુલી. ૫૮

---

૧ પૃથ્વી. ૨ એપ-સંદેશા લઈ જવા લાવવાનું કામ. ટેલીગ્રાફ ખાતું. ૩ વીજળીના દીવા. ૪ બરોબરી. ૫ જીવન એવું મેઘનું નામ છે. ૬ સજીવન કરનારી.

સહર્ષ થૈ સાવચે સાગરાંબરા,[૧]
દિઠી હુતી શીત સમીપ ગંભિરા;
અતિ સમીપે પતિને નિહાળિને,
સહર્ષ ઉભી થઈ સુસ્તિ ટાળિને: ૫૯

દિધું દ્રઢાલિંગન વેગ સાંસતે,[૨]
છુટે ન છોડ્યો દ્રઢ પ્રેમપાશ[૩] તે;
વિલોકિ એકાંત મિલાપ એમનો,
રહ્યો ન સૌને મન પાર પ્રેમનો. ૬૦

ભરાઈ પેઠા જન સૌ ગૃહોવિષે,
પશું ન પંખી પણ બ્હાર કો દિસે;
ગવાક્ષ[૪] માર્ગે કરી ડોકિયાં જનો,
વિલોકતા મેઘ અખંડ ધારનો. ૬૧

તિમિર વ્યાપે દિસતું ન લોચને,
બિછાય છે દંપતિ પ્રેમ ભાષણે,
અખંડ ધારા પડતાં ધ્વની ઘણો,
શું પ્રેમ સંવાદજ દંપતી તણો. ૬૨

પ્રકાશતી વીજળિ ત્યાં પળે પળે,
કવિજ તેની ગતિ સર્વથા કળે;
પતિ અને સૌખ્યમિલાપ લોકને,
બતાવતી શું ધરિ ઊર શોકને. ૬૩

કરી અતિવૃષ્ટિ શું અશ્રુશ્રાવ[૫] ત્યાં,
પ્રિયા મળ્યે હૈયુ ભરાઈ આવતાં;

---

૧ પૃથ્વી. સમુદ્રરૂપી જેને વસ્ત્ર છે એવી. ૨ ધીમે. ૩ પ્રેમનું બંધન. ૪ ઝરૂખામા રહીને. ૫ આંસુંનું ઝરવું તે.

પ્રવાહ તેનો અતિશે રતુંમડો,[1]
રજોગુણે મિશ્રિત દીસતો વડો. ૬૪
ઈલી ઋતુપ્રાપ્તિનિને શું એ પળે,
કરાવિયું સ્નાન નિજાશ્રુના જળે;
ઘડી ઘડી મેઘ મહા ધડૂકતો,
ડુમો ભરાતાં ડુસકાં શું નાખતો. ૬૫
ગિરિતણાં શિખર ગર્જનાવડે,
છુટાં થઈ સદ્ય તુટી ઢળી પડે;
અનેક વૃક્ષો ઉખડે સમૂળથી,
પ્રચંડ વાયુ પ્રગટ્યે અતુલ્યથી. ૬૬
જ્યહાં ત્યહાંથી જળ એકઠું થઈ,
પ્રવાહ ચાલે કહું વેગ તે સહી;
બહુશ્રુતોનો[2] જયમ નીચસંગતે,
દિસે મહા દુષ્કૃત વેગ વ્યંગ તે. ૬૭
પડે મહા ધોધ ઉંચેથી તે તણો,
થતો ધ્વની ઘોર ઘણો બિહામણો;
થઈ ડુબાડૂબ જળે વસુમતિ[3],
પતિથી પ્રીતિરસ મગ્ન શું સતી? ૬૮
અનેક વ્હેળા મળિ એક આગળે,
પ્રવાહ ચાલે અતિવૃષ્ટિના જળે;
વહે ગિરિશૃંગથી વેગમાં વળી,
શિલાની સાથે અફળાય ઊછળી, ૬૯
ધ્વની થતો ગંભીર ભેરિનાદશો,

---

૧ રાતા રંગનો. મહાબળેશ્વરમાં ધૂળ રાતી હોય છે. ૨ સાંભળી સાંભળી જેણે બહુ જ્ઞાન મેળવ્યું હોય તે. ૩ પૃથ્વી.

સભાવિષે શાસ્ત્રતણા વિવાદશો,
પતિ મિલાપે પૃથિવી શું એ મિષે;
બજાવતી નેપુર હર્ષથી દિસે: ૭૦
પ્રવાહની મંથનશક્તિના બળે,
ઉંચે ઉડે વારિકણોઘ[1] તે જળે;
તલેટિમાં શૃંગથકી સલંગ આ,
પ્રવાહ શોભાથી મહર્ખ્યું અંગ આ. ૭૧
જટા વિખેરી ગિરિશે[2] શું નેમથી,
ખરેજ પ્રક્ષાલનમાટ[3] પ્રેમથી;
ઉડે શું ગોટા ઝિણિ ભસ્મના બહુ,
શું એથી બીજી ઉપમા રૂડી કહું? ૭૨
ધરિત્રિ ધોવાઇ ન ધૂળ દીસતી.
વિવિધ પાષાણમયી થઇ છતી;
નખક્ષતે[4] વક્ષ[5] પતિ મિલાપથી,
દિસે શું શોભીત ધરાનું માપથી. ૭૩
રવિપ્રતાપે રજવારિ મિશ્રિત,
સુકાઇને તે તરડાય શોભિત;
નખક્ષતો શું રૂઝવાજ આવિયા,?
શું ભિંગડાં એ વળિયાં સુહાવિયાં.! ૭૪
લીલાં તૃણાંકુર ફુટ્યાં દિસે અતિ,
થયો શું રોમાંચ પતિ મિલાપથી,
નદી તળાવો સર કૂપ વાપિયો,
ભર્યા દિસે પૂર્ણ શું હર્ષ વ્યાપિયો. ૭૫

૧ જળબિંદુઓનો સમૂહ. ૨ મહાદેવે. ૩ ધોવામાટે. ૪ નખના જખમ. ૫ છાતી.

વિશાળ મેદાનવિષે લીલોતરી,
વનસ્પતિ ખીલિ વળી નગોપરી;[1]
શું રત્નગર્ભા[2] ધરિ ગર્ભ શોભતી,
શરીર લીલાંબરથી દીપાવતી. ૭૬
અનેક સૌભાગ્યભરી ધરાતણો,
કહું શું હું વૈભવ વર્ણિને ઘણો;
સહૂ સુખો સ્વામિતણા પ્રસંગમાં,
મળે ત્રિયાને અતિ ઊછરંગમાં. ૭૭
તજે ન માટે કદિ સ્વામિ સાથને,
કુલાંગનાઓ ગણિ સાર નાથને;
વિવેકથી વર્ણન મેઘવૃષ્ટિનું,
કવિતણા તર્કતણીજ પુષ્ટિનું. ૭૮

---

**મહારાજાધિરાજનું પુને પધારવું, ત્યાંથી મુંબઇ ને પછી ભુજ પધારવું.**

**વંશસ્થછંદ.**

થતી અતિ વૃષ્ટિ મહાબલેશ્વરે,
નિહાળિ તે કચ્છતણા નરેશ્વરે;
પુનાનિ વર્ષાઋતુમાં હવા ભલી,
વિવેકથી એવી સુવાત સાંભળી. ૭૯
પુને જવાનું મનમાંય લાવિને,
પ્રયાણ કીધું જુન પાંચમી દિને,
વિદાય આગે કરી સર્વ સાથને,
પધારિયા તે નમિ વિશ્વનાથને. ૮૦

---

૧ પર્વત ઉપર. ૨ પૃથ્વી.

સુમિત્ર[1] ને વૈદ્યનિ[2] સાથ મેં પણ,
પ્રયાણ કીધું ઉર હર્ષિ તત્ક્ષણ;
વિયોગ દેતાંજ નિવાસ ભૂમિને,
ઉદાસિ હૈયે રહિ ત્યાં ઝઝૂમિને. ૮૧

"પવિત્ર સન્મિત્ર સહિત સુખદા,"
"અહો હવે આ સ્થળ દેખશું કદા; ?"
"પ્રણામ હે વૃક્ષની પંક્તિઓ હવે,"
"નમામિ હે પંખી મધુર બોલવે." ૮૨

"અહો ક્ષમા તું કરજે ક્ષમા મને,"
"કરૂં છું સાષ્ટાંગ પ્રણામ હું તને,"
"અહો શશિશેખર[3] દાસ ધારિને,"
"દૂરેથી લેજે નમન સ્વીકારિને." ૮૩

"અહો ગિરિ હું ઘણું સુખ પામિયો,
"સદા રહેજો યશ તુજ જામિયો;
સુખી થતા સૌ મહદાશ્રયી[4] સદા,
નવાઈ તેમાં નહિં શું કહું તદા. ૮૪

વિશેષ વાયુથકી ફાટિ રાઉટી,[5]
પડ્યાં વળી બંધન એક બે તુટી;
રસોઇયો રાઉટિ એક રાસ તે,
પરસ્પરે મૈત્રિ વધેલ ખાસ તે. ૮૫

રસોઇયાના વિરહે ઉચાટિયું,
બિચારીનું ફટ્ટ શું હૈડુ ફાટિયું ?

---

૧ રા. રા. છોટાલાલ સેવકરામ. ૨ રા. રા. ડાક્તર દોરાબજી. ૩ મહાદેવ. ૪ મોટાના આશ્રયવાળા. ૫ એ રાઉટીમાં અમારે માટે રસોઈ થતી હતી.

અખંડ વૃષ્ટિથકી બંધ ગાઢિએ,
વિનોદ વાતે મનને પમાઢિએ. ૮૬
પડે શરીરે ઘનબુંદ એક તે,
અનેક જેવું પસરાય છેક તે;
થતું પછી શર્દિનું દર્દ તેવડે,
લગાર પાપે વધિ જેમ તે નડે. ૮૭
વળી સુપાત્રે જયમ અલ્પદાન તે,
સુખોનું થાતું વધિને નિદાન[1] તે;
રહ્યા પુને પૃથ્વિપતિ સપ્રીતથી,
પુરો સવામાસ ભલીજ રીતથી. ૮૮
ત્યહાંય મોટા અધિકારિ આવતા,
ભલી ભલી ભેટ બહૂજ લાવતા;
નિહાળ્યું સૌંદર્ય ભલેરૂ સૃષ્ટિનું,
મધુર ધારાબળ મેઘવૃષ્ટિનું. ૮૯
ગવર્નરે ત્યાં બહુધા સપ્રીતથી,
દિધી પ્રતિષ્ઠા નૃપને સુરીતથી;
ઘણા ગૃહસ્થો નૃપની પ્રમોદથી,
કરે મુલાકાત બહૂજ કોડથી. ૯૦
પુનાની વર્ષાઋતુમાં હવા ભલી,
નિરોગતા અગની થાય નિર્મળી;
વિલોકિ દેશોન્નતિ કારણે છતી,
સભા ભલી સાર્વજનીક શોભતી. ૯૧
નિહાળિ સંગીત નિશાળ[2] ધારિને,
દીધો રૂડો આશ્રય ત્યાં પધારિને,

1 મૂળકારણરૂપ. 2 ગાયનસમાજ.

દીઠાં રૂડાં ત્યાં સ્થળ દર્શનીય[1] જે;
નિહાળતાં લાગતું ઊર પ્રિય તે. ૯૨
પ્રયાણ કીધું પછિ ત્યાંથી પ્રેમથી,
પધારિયા મુંબઈ ભૂપ ક્ષેમથી;
સુપુત્ર બે નેત્રમણીજ જેમના,
બહિર્જિવાત્માસમ[2] પાત્ર પ્રેમના. ૯૩
વિયોગિ એવાં જનનીતણો[3] મળ્યો,
સુપુત્ર પૂરા રસવત્સલે છલ્યો;[4]
"મિઠા મરી જાઉં હું દુ:ખડાં લઈ,"
"પધારજો સત્વર ભ્રાત બે અહીં." ૯૪
"મિઠા વિલોક્યે મુખ દી ઘણા થયા;"
"તમો વિયોગે દિન દોહલા ગયા;"
"પ્રસન્ન ગંભીર મુખાકૃતિ રૂડી,"
"નિહાળવા આતુરતા હવે ઉંડી." ૯૫
"સુભાગિ એવો દિન આવશે કદા," ?
"વિલોકિ મીઠાં મુખ ટાળુ આપદા,"
"સુકીર્તિ સંપાદિત[5] ગાત્ર પુત્રનું,"
"વિલોકિ સાફલ્ય[6] કરીશ નેત્રનું." ૯૬
"ઉતાવળો તે દિન પુત્ર લાવવા,"
"કરો ત્વરા સદ્ય ત્યહાંથી આવવા;"
"વિત્રેકથી વાંચિ સુપત્ર માતનું,
"ભરાઈ આવ્યું ઉર ભુજનાથનું. ૯૭

---

૧ જોવાલાયક. ૨ બાહ્યના જાણે મૂર્તિમાન જીવ અને આત્મારૂપ. ૩ રાજ્યમાતા મહારાણી શ્રી નાનીબા સાહેબ. ૪ ઉભરાતો. ૫ સારી કીર્તિ સંપાદન કરેલી છે એવું પુત્રનું ગાત્ર. ૬ સફળપણું.

હળી મળી હોંસથી સર્વ લોકને,
તજાવવા માતતણાજ શોકને;
બિરાજિને સ્પેશ્યલગાડિમાં નકી,
પ્રયાણ કીધું પછિ મુંબઈ થકી. ૯૮
જતાં સુકો જેહ પ્રદેશ પેખિયો,
ઘણોજ લીલો અત્ર તે વિલોકિયો;
લીલાં તૃણાંકુર લીલી વનસ્પતિ,
વિશાળ મેદાન લીલાં પ્રભા અતિ. ૯૯
સુગંધિ ને શીતળ મંદ વાતણી,
લહેર સ્પર્શે શરીરે સુહામણી;
પ્રવાહિનીના[1] સ્ખલનધ્વની ઘણા,
મધુર દુંદુભિસમા સુહામણા. ૧૦૦
વિલોકતા એમ પ્રભુ પ્રભાવને,
બિજે દિને ભૂપ ધરી સુભાવને;
સમાજ સાથે ઉતર્યા ઉમંગમાં,
રૂડી રીતીએ વઢવાણ કાંપમાં. ૧૦૧

### दोहरा.

ચઢયા અશ્વપર ચતુર નૃપ, પ્રૌઢ અખંડ પ્રતાપ;
ખુબિથી મૃગયા ખેલતા, આગે વિચર્યા આપ. ૧
ખોડુ ઉતર્યા ખાંતથી, ત્યાં કરી ભોજન ભૂપ;
દિન બીજે તન દીપતા, અશ્વે ચઢયા અનૂપ. ૨
મૃગયા રમતા વિચરતા, ચરાડવે અભિરામ;
કર્યું મેલાણ કૃપાનિધિ, ગણિ મામાનું ગામ. ૩

૧ નદીઓના.

રાણા જાલમસિંહજી, મતિનિધાન ગુણધામ;
તન મન ધનથી નૃપતણો, આદર કિધ અભિરામ. ૪
બહુજ પ્રેમથી બે દિવસ, નૃપની સહિત સમાજ;
પરણાગત કરિ પારવનિ, શું કહું તે સુખસાજ. ૫
સ્વારીનાં જન સર્વને, પ્રેમે દિધ પોશાક;
મીઠી વાણિથી સર્વના, અતિ પૂર્યા અભિલાખ. ૬
"ધન્યભાગ્ય નૃપભાગ્યનિધિ, પધારિયા મમ પૂર;"
"તન મન ધન ચરણે ધરી, ઉજમ પમાડું ઊર." ૭
"આપ પધાર્યા તેથી હું, આજ પૂર્ણ અભિલાખ,"
કહિને નૃપચરણે ધર્યો, નજ રેણા પોશાક. ૮
સુભગ માળિયાનો ધણી, મોડજી જે મતિધામ;
આવ્યા નૃપ આમંત્રણે, ચહિ ચરાડવે ગામ. ૯
થોડિવાર વિશ્રામ ત્યાં, કરવા ભૂપે કીધ;
પ્રયાણ કર્યું ત્યાંથી નૃપતિ, સર્વ મનોરથ સિદ્ધ. ૧૦
મહીપતીએ માળિએ, અલ્પ કરી વિશ્રામ;
રણ ઉતર્યા રૂડી રીતે, મછવે ચઢિ મતિધામ. ૧૧
શિકારપુરથી સંચર્યા, ઉરમાં ઉલટ અમાપ;
મળવા આતુર માતને, ચઢયા અશ્વરથ આપ. ૧૨
ઘણે દિવસ નૃપચંદ્રમુખ, નિરખી હરખ અપાર;
પ્રજા પ્રેમસાગર મહા, ઉલટયો છે અનિવાર. ૧૩
"ખમા ખમા ખેંગારજી, ઝાઝું "જિયેરા" જોડ,"
એવો આખે પંથ અતિ, થાય કુલાહલ કોડ. ૧૪
અતિવેગે હય હાંકતાં, ઉરમાં હર્ષ અમાપ,
ભુજ પધારિયા ભુજપતિ, આઠ કલાકે આપ. ૧૫

દીપમાળ રચિ દીપતી, પ્રદીપ્ત શું જન પ્રીત; ?
કંકુક વધાવે મોતિએ, ગોરિ ગાય બાહુ ગીત. ૧૬
નૃપતિ વાજતે ગાજતે, પુરમાં કરે પ્રવેશ;
થાય કુતૂહલ તે તણો, બાહુધા લાગે બેશ. ૧૭
ગડગડાટ હયરથ તણો, ઘન સાદશ ગંભીર;
રાજ્યમાતને તે સુણી, સુખ જે થયું શરીર. ૧૮
તે કથવા ન સમર્થ હું, અનુભવિ જાણે એજ;
પધારિયા દરબારમાં, નૃપનિધાન તપતેજ. ૧૯
રાજ્યમાતને મંદિરે, વિચર્યા રૂડારાય;
માતાએ બે કુંવરને, નિરખ્યા નમતાં પાય. ૨૦
હૃદય લગાવી હોંસભર, ધણિ વિધિ ગદ્દગદ્દ કંઠ,
વદવા જતાં વદાય નહિ, પુત્ર મિલાપ પ્રસંગ. ૨૧
વારવાર કર ફેરવે, કુમારશિર સપ્રેમ;
ફરિ ફરિ મુખડું નિરખતાં, પુછે ખમા કહિ ક્ષેમ. ૨૨
માત અહો મમતાનિધિ, સ્નેહ સકળનું સાર;
આપ આશિષે કરિ અમે, સદા સુખી સંસાર. ૨૩
વિયોગ દુખ અન્યોન્યનું, એમ મટ્યું એવાર;
આ પ્રવાસવર્ણન અહીં, પૂર્ણ કરૂં ધરિ પ્યાર. ૨૪

---

### वसंततिलका छंद.

ત્રૈલોકનાથનુ કૃપાબળ ધારિ ચિત્તે,
આ ગ્રંથ પંથ કિધ પૂરણ પૂર્ણ પ્રીતે;
શ્રીસપ્તયુક્ત ભુજભૂપતિ ભવ્યભાગી,
જેના કૃપાબળવડે કવિતા સુહાગી. ૧

એતો કવિકુળકુમુદ સુધાનિધિ છે,
જેનાં સુધાકિરણ આશ્રય સૌ વિધિ છે;
પ્રાગટ્ય પુસ્તક પ્રફુલ્લ કુમુદરૂપ,
શું આ દીસે ભુજપતિરૂપ ભોજભૂપ. ૨
પાળો ઘણું જીવી પ્રજા કવિલાડ પ્રીતે,
આશીષ એવી શિવલાલતણી સુરીતે;
હે સજ્જનો કરિ ક્ષમા ગુણદોષ કેરી,
આ ગ્રંથમાં સુજનદૃષ્ટિ ધરો ઘણેરી. ૩





# અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોના નામ.

| ભુજ. | પ્રત. |
|---|---|
| નામદાર મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી૭ ખેંગારજી સવાઇ બહાદુર .... ... ... | ૨૦૦ |
| નામદાર મહારાજા કુમારશ્રી કલુભાસાહેબ ... ... | ૧૦૦ |
| શ્રી કચ્છદરબાર ખાતે .... ... ... .... | ૭૫ |
| દીવાન બાહાદુર મણીભાઇ જશભાઈ ... ... | ૨૫ |
| રા. રા. રાણાશ્રી જાલમસિંહજી ... .... .... | ૨૦ |
| ,, જેઠાભા લીલાધર ... ... ... | ૬ |
| ,, શેઠ પેસ્તનજી ... ... ... ... | ૩ |
| ,, મેહેતા દુલેરાય ... .... ... ... | ૩ |
| ,, ખુશાલરાય સારાભાઈ ... ... .... | ૨ |
| ,, સૈયદ અબ્દલ નબીશાહ ... ... ... | ૨ |
| ,, ડાક્ટર દોરાબજી હોરમશજી .... ... | ૨ |
| ઉપાધ્યાય જેરાજ મેરજી ... .... ... | ૨ |
| રા. રા. વકીલ માધવલાલ ગીરધારીલાલ ... ... | ૨ |
| ,, બક્ષી લધુભાઈ રાઘવજી ... ... ... | ૨ |
| ,, મેતા જટાશંકર અંબારામ ... .... | ૧ |
| ,, મેતા ખરાશંકર પ્રજારામ વૈદ્ય ... .... | ૧ |
| ,, મેતા હાથીરામ ત્રીકમજી ... ... ... | ૧ |
| ,, ઠક્કર શીવજી મનજી ... ... ... | ૧ |
| ,, કોઠારી ભાણજીભાઇ .... ... ... | ૧ |
| ,, શા. દેવરાજ મૂલજી .... ... ... | ૧ |
| ,, મેતા જગજીવન હરજીવન ... ... | ૧ |
| ,, મેતા લક્ષ્મીશંકર જગજીવન .... ... | ૧ |
| ,, મેતા મૂળશંકર અમરજી .... ... ... | ૧ |
| ,, મેતા હાથીરામ શામજી .... ... ... | ૧ |
| ,, જેઠી બળદેવ વેલજી .... ... ... | ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| રા. રા. દેસાઇ દેવજી મુળજી | ... | ... | .... | ૧ |
| ,, મેતા વૈજનાથ પ્રભુજી | ... | ... | .... | ૧ |
| ,, જેશંકર નરૂસિંહરામ | ... | .... | ... | ૧ |
| ,, શીવજી પુરૂષોત્તમ | ... | ... | ... | ૧ |
| ,, ડાકતર આત્મારામ કેશવજી દવે | | ... | ... | ૧ |
| ,, બારોટ શવાભાઇ કાનાણી... | | ... | ... | ૧ |
| ,, મેતા પ્રભુજી ભવાનજી | ... | .... | ... | ૧ |

## મુદ્રા.

| | | | | |
|---|---|---|---|---|
| શેઠ ખીમજી ભા. જેરામ | .... | ... | ... | ૨૫ |
| ,, જીવણદાસ છબિજી | .... | ... | ... | ૧૦ |
| ઠક્કર લખમીદાસ લધા | ... | ... | ... | ૨ |

## અંજાર.

| | | | | |
|---|---|---|---|---|
| રા. રા. વિઠ્ઠલજી જીવણભાઇ | ... | ... | ... | ૧ |
| ,, દલપતરામ જગજીવન | ... | .... | ... | ૧ |
| ,, અમૃતલાલ કાનજી | ... | ... | ... | ૧ |
| ,, કાનજી અંબારામ | .... | .... | ... | ૧ |
| ,, વેજનાથ ભવાનીદાસ | ... | ... | .... | ૧ |
| ,, મુગટરામ લાલજી | ... | ... | ... | ૧ |
| ,, જટાશંકર મહાદેવ | .... | ... | ... | ૧ |
| ,, શામજી જીવા .... | ... | .... | ... | ૧ |
| ,, દલપત જેઠા ... | ... | .... | ... | ૧ |
| ,, વાઘજી માધવજી | ... | ... | ... | ૧ |
| ,, જેઠાભાઇ જેશંગ | .... | ... | ... | ૧ |
| ,, વીશરામ કાનજી | ... | .... | ... | ૧ |
| ,, ઠક્કર શીવજી વી. અયૈ | ... | ... | ... | ૧ |
| ,, લધાભાઇ ઊકેડા | ... | ... | ... | ૧ |
| ,, નથુ ગંગાધર .... | .... | .... | ... | ૧ |

રા. રા. નરભેશંકર ગોવરધન .... ... ... ૧
,, મકનજી માધવજી .... ... ... ૧
,, વાસુદેવ નાથાજી .... ... ... ૧
,, દયાશંકર કેશવજી ... ... ... ૧
,, તુળશીદાસ હરચંદ .... ... ... ૧
,, જેરામ રૂડા ... ... .... ... ૧
,, દામોદર કરમચંદ .... ... ... ૧

## નખત્રાણા.

રા. રા. ઠક્કર કલાણજી ખટાઉ ગઢસીસાના ... ... ૨
,, દયાશંકર જીવણરામ ... ... ... ૧
,, રામજી માધવજી .... ... ... ૧
,, વકીલ ભગવાનજી કેશવજી ... .... ૧
આંબેશશ્રી સાગરનાથજી અરલના ... ... ૨
આંમર પરતાપજી હકાંજી મથળના ... .... ૧
રા. વકીલ ગોવિંદજી બેચર શુક્લ ... ... ૧
,, જોશી ગુલાબ હરીના વીથોણના થાણદાર ... ૧
મોકલશ્રી નારણજી ભીમજી અરલના .... .... ૧
,, થોભણજી દાજીજી બેખરના ... ... ૧
પીરશ્રી હરિનાથજી ધીણોધારના ... ... ... ૩
વકીલ રાજી ડોસા અરલના ... ... ... ૧
ઠક્કર વાઘજી મૂળજી મજલના ... ... ... ૧
મી. ભગવાનજી વાસણજી ... ... ... ૧
જાડેજા પુંજાજી પચાણજી ... ... .... ૧
ઠા. વાલજી મોતી ... ... ... ... ૧
બારોટ સવા દેવીદાસ કોટડાના ... ... .... ૧
વોરા દયારામ રૂપજી નીરૂણાના ... ... ... ૧

## લાયજા.

જાડેજાશ્રી લાખાજી ... ... ... .... ૧

| | | |
|---|---|---|
| જાડેજાશ્રી ગોડજી ... .... ... ... | | ૧ |
| કુંઅરશ્રી માનસંગજી... ... .... .... | | ૧ |
| કુંઅરશ્રી હમીરજી .... ... ... ... | | ૧ |
| સોની ગોવિંદજી ટોપણ... ... .... .... | | ૧ |
| મેહેતાજી પરભુદાસ રણછોડજી ... ... ... | | ૧ |
| ,, મયારામ જગજીવન ... ... ... | | ૧ |
| ,, મગનલાલ રણછોડભાઈ ... ... | | ૧ |
| ,, મૂળજી લાલજી જોશી બાયડ ... ... | | ૧ |
| રા. રા. ગંગાશંકર અંબારામ લાખણિયા ... ... | | ૧ |
| ,, તુળજારામ રણછોડજી ... ... ... | | ૧ |
| ,, દલપતરામ મકનજી લાકડીયા ... ... | | ૧ |
| ,, ગુલાબરાય ઝીણાભાઈ આડેસર ... .... | | ૧ |
| વેક્સીનેટર ગોવિંદજી કેશવજી ચિત્રોડ ... ... | | ૧ |

**વાઈઆર.**

| | |
|---|---|
| ઠક્કર લધા એતશી ... ... ... ... | ૧ |
| ભટ શામજી વીરજી ... ... .... ... | ૧ |
| ,, કાળા રતનશી ... ... ... ... | ૧ |
| ઠક્કર રામદાસ જેરાજ મોટીમેરવાળા ... ... | ૧ |
| ,, માવજી લધા ... ... .... ... | ૧ |

**વાંકાનેર.**

| | |
|---|---|
| રા. રા. ચુનિલાલ સારાભાઈ વાકાનેર સ્ટેટ તરફથી ... | ૧૦ |

**રાજકોટ.**

| | | |
|---|---|---|
| કુમારશ્રી રાયસિંહજી | માળીયા ... ... | ૪ |
| ,, ભાવસિંહજી | ભાવનગર ... ... | ૨ |
| ,, બાવાવાળા | વડિયા ... .... .... | ૨ |
| ,, રામસિંહજી | નાદોદ ... .... .... | ૧ |
| ,, કાળાવાળા | લુણી ... ... ... | ૧ |
| ,, માધવસિંહજી | વઢવાણ. ... ... | ૧ |

| | | |
|---|---|---|
| કુમારશ્રી શિવસિંહજી | મુડેટી ... | ૧ |
| ,, વિજયસિંહજી | ઘોડાસર | ૧ |
| ,, કિરતસિંહજી | નાંદોદ ... | ૧ |
| મી. ચેસ્ટર મેકનૉટન સાહેબ ... | | ૧ |
| કુમારશ્રી તખ્તસિંહજી | કટોસણ... | ૧ |
| ,, બાલુભા | ગોંડળ ... | ૧ |
| ,, તખ્તસિંહજી | વાસણા... | ૧ |
| ,, ગીગાવાળા | જેતપર ... | ૧ |
| ,, સામતસિંહજી | ધ્રોલ .... | ૧ |
| ,, રણજીતસિંહજી | જામનગર | ૧ |
| ,, સુરસિંહજી | લાઠી ... | ૧ |
| ,, ગંભીરસિંહજી | પેથાપર.... | ૧ |
| માસ્તર કાનજીભાઇ નથુભાઇ .... | | ૧ |
| રા. રા. મુસાહેબ રામચંદ્ર ભાસ્કર | | ૧ |

## નાંદોદ.

| | |
|---|---|
| મહારાણાશ્રી છત્રસિંહજી ... | ૪ |

## મુંબઈ.

| | |
|---|---|
| રા. રા. ભાઇશંકર નાનાભાઇ વકીલ | ૧૦ |
| શેઠ ત્રિભોવનદાસ રતનજી મોદી ... | ૫ |
| શેઠ મૂળજી ઇંદરજી ... | ૧ |

